## गोस्वामिश्रीगोकुलनाथदेशिकाः ।



गाम्भीर्यौदार्यसौशील्यवैदुष्यनयवानपि ।
गोस्वामिश्रीगोकुलेन्दुर्मुम्वां चिरमलंक्रियात् ॥

र. ना.

શ્રી:

# સનાતન ધર્મદર્શન

કિંવા

# શુદ્ધાદ્વૈતદર્શન

## તૃતીયભાગ



ગોસ્વામિકુલકૌસ્તુભ

**શ્રી ૧૦૮ શ્રીગોકુલનાથજી મહારાજની આજ્ઞાથી**

પ્રણેતા તથા પ્રકાશક

દેવર્ષિ ભટ્ટશ્રી દ્વારકાનાથાત્મજ

**ભટ્ટશ્રી રમાનાથ શર્મા**

મહામહોપદેશક-વેદાંતભૂષણ-સાહિત્યરત્ન-શુદ્ધાદ્વૈતભૂષણ



અનુવાદક તથા સંશોધક

**શાસ્ત્રી ધીરજરામ રામશંકર** શુદ્ધાદ્વૈતવિશારદ



સન ૧૯૨૫] મૂલ્ય ૧૦ આના [વલ્લભાબ્દ ૪૪૭

। श्रीहरिः शरणम् ।

# મારૂં સ્વલ્પ-કથન



“ धर्ममूलमिदं जगत् ” આ વિશાલ દુનીઆનું મૂલ માત્ર ધર્મ જ છે. વૃક્ષનો મોટો આધાર તેના મૂલ ઉપર હોય છે. જો મૂલ મજબુત અને અક્ષત હોય તો વૃક્ષ પણ તેવું જ મજબુત અને અક્ષત રહે છે. મૂળનો નાશ થતામાં ઝાડની સત્તા જ રહેતી નથી. આ વિશાળ વિશ્વવૃક્ષનું મૂળ જ્યારે ધર્મ છે ત્યારે તો વિશ્વની રક્ષા ધર્મરક્ષાની અધીન જ લેખાય. અથવા બીજી રીતે કહીએ તો જગન્નિયંતા પ્રભુશ્રીએ વિશ્વરૂપ વિરાટ ઇમારતનો પાયો ( Foundation ) ધર્મથી જ નાખ્યો છે. ઇમારતનો કુલ આધાર તેના પાયા પર જ રહેલો છે. ઇમારતને અખંડિત રાખવા માટે તેનો પાયો પક્વ બનાવવો જોઇએ. બસ એવી જ રીતે નાના ધર્મિવાળા આ વિશ્વની રક્ષા માટે તેનો પાયાભૂત ધર્મ સદા રક્ષાવો જોઇએ. કારણ કે ધર્મથી જ ધર્મીનું રક્ષણ થાય છે એ સર્વવિદિત છે. ધર્મ વગર ધર્મિની સત્તા જ રહેતી નથી. અને ધર્મિની પણ પ્રથમ ફરજ પોતાના ધર્મની રક્ષા કરવાની છે; કેમકે 'धर्मो रक्षति रक्षितः' રક્ષણ કરાયલો જ ધર્મ આપણું રક્ષણ કરે છે. ધર્મ અને ધર્મિનો એક બીજાને સંભાળવાનો સંબંધ જરૂરી છે. ગીતાજીના ત્રીજા અધ્યાયમાં 'देवान् भावयताऽनेन' વિગેરે શ્લોકો આ ઉક્ત આશયને પ્રસ્ફુટ કરે છે. બ્રહ્મદેવે પ્રજાને તથા તેમના સુખસાધન યજ્ઞાદિ ધર્મોને પેદા કરી પોતાના પુત્રોને કહ્યું કે હે પુત્રો! યાદ રાખો કે આ ધર્મ જ તમારા ઇષ્ટ મનોરથને ફળનારો છે. એને લઈ તમે દેવોને પ્રસન્ન કરો એટલે તે ધર્માધિષ્ઠાતા દેવો ત્હમારૂં

**કલ્યાણ કરશે અને આ પ્રમાણે તમે એક બીજાને ચાહી પરમ શ્રેયના ભાગીદાર બનશો.** અર્થાત્ વક્તવ્ય એ છે કે ઉદ્ધારનું પરમ અને અક્ષય્ય સાધન જો હોય તો તે માત્ર સ્વધર્મ જ છે. ધર્મમાં સ્વવિશેષણ પણ એટલા જ માટે છે કે પોતાના અધિકાર પ્રમાણે તથા પોતાના દેશ-કાલને અનુકૂલ એવો શ્રૌત, સ્માર્ત, સદાચારલક્ષણ સનાતન ધર્મ જ પોતાનું કલ્યાણ કરનાર છે. 'परधर्मो भयावहः' બીજાનો ધર્મ તો માત્ર ભય પેદા કરનારો જ છે, તેથી કદી કોઇનું શ્રેય થતું નથી. અને એટલા જ માટે 'स्वे स्वे कर्मण्यभिरतः' આ ગીતા શ્લોકમાં શ્રીકૃષ્ણચંદ્ર પ્રભુ 'स्व' વિશેષણને વીપ્સા (બેવાર)થી કહે છે. અમને તો અમારો જ ધર્મ ઇષ્ટ હોવો જોઇએ. પરકીય ઇતર દેશનો નકલી યા દેખાદેખી ધર્મ કદી શ્રેયસ્કર નીવડતો નથી.

આજકાલ એવા નકલી મનગઢંત ધર્મોની મરુમરીચિકાઓ ખુબ દેખાવા લાગી છે. મનમાં આવે તેમ લોકો ઉદ્ધાર અથવા સૂખના સાધનો દેખાડવા મંડી પડ્યા છે. કોઈ કહે છે કે જન્મથી જાતિ-વ્યવસ્થા તોડી ગુણકર્મથી જાતિવ્યવસ્થા માનવામાં ભારતનો ઉદ્ધાર છે. કોઇ કહે છે જ્યાં સુધી સ્પૃશ્યાસ્પૃશ્યનો પાપી ભેદ ન ભુંસાય ત્યાંસુધી ઉદ્ધારની વાતો કરવી ખોટી છે, કોઈ કહે છે પાશ્ચાત્ય કેળવણી લીધા સિવાય બધું નકામું છે; જ્યારે કેટલાક સ્ત્રીઓને જ આગળ કરી તેમને અંગ્રેજી, પરશ્યન વિગેરે આધુનિક શિક્ષા આપી તે દ્વારા ભારતનો ઉદ્ધાર સમજાવે છે; અને કેટલાક વિધવા વિવાહની તરફેણમાં રહી તેમનાં પુનર્લગ્નાદિ દ્વારા ભારતના ઉદ્ધારની ઝાંખી કરે છે; અને અમારા કેટલાક મહાશયો તો શુદ્ધિનું કાર્ય ઝટપટ શિરપર લઈ દુનીઆનો ઉદ્ધાર કરવા કટિબદ્ધ થઈ ગયા છે. આમ અનેકાનેક ધાંધલો મચાવાય છે; અને અમેરિકા, જાપાન, ઈંગ્લાંડ વિગેરે દેશોના ઉદ્ધારના દાખલાઓ સચોટ અપાય છે; પરંતુ આટલું નિશ્ચિત યાદ રાખવું કે એ સર્વથી ભારતનું ઉજ્વલ પ્રભાત કદી બનવાનું નથી. ભારતના

સુપ્રભાતને તો ભારતીય જ શ્રૌત, સ્માર્ત સનાતન ધર્મભાનુ કરી શકે છે. પૂર્વનું ભારત આવા ખોટાં રમખાણોથી વેગળું હતું માટે જ તે શાંતિમય અને સુખી હતું. આજે જેટલી અશાંતિ કે દુઃખપરંપરા ઉદ્દ્ભવે છે તે બધી માત્ર પોત પોતાના, ધર્મ ઉપરની અશ્રદ્ધા તથા તેનો પરિત્યાગ અને અન્યદેશીય ભૂલભૂલામણીના પાશને જ આભારી છે. માટે આપણી ખરી વિવેક ચાતુરી તો આપણા સત્ય સનાતન ધર્મને ઓળખી તેને અપનાવવામાં જ રહી છે. ટુંકમાં કહીએ તો સુખ સદનને ખોલવાની ચાવી જ માત્ર સ્વધર્મ છે. અસ્તુ. ધાર્મિક જનતાને આજ વ્યાપક ધર્મનો સુંદર પરિચય આપવા માટે તથા તેને આજ કાલની ઉદ્ધાર કે સુખની ખોટી ઈંદ્રજાલમાંથી મુક્ત કરવા માટે જ આ નાનકડા અમૂલ્ય ગ્રંથરત્નની ઉત્તમ યોજના કરાઈ છે. આ ગ્રંથના નિબંધક સુપ્રસિદ્ધ, અનેકપદવી-વિભૂષિત પંડિત શ્રીરમાનાથ શાસ્ત્રીજી છે. ગ્રંથના ગ્રથનમાં પંડિતજીએ પોતાની ભવ્ય પ્રતિભાનો સુંદર પરિચય દેખાડ્યો છે. માત્ર એક જ સૂત્રમાં યાવત્ ધર્મ લક્ષણોને ઘટાવી એક ચેતોહર મુદ્રાલેખ તૈયાર કર્યો છે. ગ્રંથનો એ મુદ્રાલેખ જ માત્ર એટલો છે કે-"કોઈ એક **નિયમથી નિયમિત, હિતફલક, શાસ્ત્રોક્ત ક્રિયા કે કર્મ જ ધર્મ છે.**" બસ, આમાં જ સર્વ લક્ષણોનો, અથવા પારસ્પરિક સર્વ વિચાર ભેદોનો સમાવેશ થઇ જાય છે. પંડિતજીએ આ ગ્રંથમાં યાવદ્ ગ્રંથોનો અવિરોધપૂર્વક સમન્વય કરી, સર્વ શાસ્ત્રોનું નવનીત કાઢી અને આજના સુધારક મન્યોને કડી મુખચપેટિકા પહેરાવી, શુદ્ધ સનાતન ધર્મનું ખરું મર્મ સમજાવવામાં જરા પણ મણા રાખી નથી. અને એ પાઠક પોતે ગ્રંથને સાદ્યન્ત વાંચી જાણી શકશે.

પરંતુ આ સર્વ પુણ્યપ્રસાદ સમસ્ત જનતાને પ્રાપ્ત કરવાનું સૌભાગ્ય માત્ર **"ગોસ્વામીકુલ-કૌસ્તુભ શ્રી ૧૦૮ શ્રી ગોકુલનાથજી મહારાજની અમૃતવર્ષિણી કૃપાકણિકાથી જ પ્રાપ્ત થાય છે એ જગજાહેર છે."**

આપ સ્વયં વિદ્વાન્ હોઈ વિદ્યારસિકતાના કારણે અનેક ભવ્ય નવ્ય ગ્રંથોના ગ્રથનાદિ માટે અમૂલ્ય ઉત્સાહાદિ બક્ષી સર્વ વૈષ્ણવ આલમને વિદ્યા, ધર્મ, જ્ઞાન વિગેરેનો દિવ્ય રસાસ્વાદ કરાવે છે એ બદલ આપનું ઉજ્જવલ ઔદાર્ય જગત્માં ક્યાં છુપું છે ?

ભવતુ, પર્યંતે મારા આ સ્વલ્પ સાધારણ પ્રયાસનો પરિચય આપી હું મારું લેખન બંધ કરીશ. આ ગ્રંથની રચના પંડિતજીએ હિંદી ભાષામાં કરી હોવાથી ગુર્જર સૃષ્ટિને પણ એનો રસાસ્વાદ આપવા ખાતર અનુવાદનું કાર્ય મને સોંપવામાં આવ્યું; એટલે મેં મારી મતિ પ્રમાણે બનતા પ્રયત્ને એનું ગુજરાતી ભાષાંતર કર્યું છે. જો કે મનુષ્ય કોઇને કોઈ દોષથી યુક્ત જ હોય છે એટલે અનવધાનતાદિને કારણે એમાં કોઈ ભૂલ અથવા ન્યૂનતા વિગેરે હોય તો તે ઉદારચિત્ત મહાનુભાવી પાઠક સુધારી લેશે એવી આશા રાખી પ્રભુપદ-પંકજમાં અંજલિ-બધ કરી 'तत्कृष्ण मदर्पणम्' આ વચનને અનુસરી આ કૃતિને પ્રભુપદ-પંકજમાં સમર્પી વિરમીશ. शंभूयात् ।

શાંતાક્રુઝ-ઝવેરી ચાલ
ચૈત્ર વદ ૧૧

અનુવાદક-**શાસ્ત્રી ધીરજરામ રામશંકર**
શુદ્ધાદ્વૈત-વિશારદ



। विजयते श्रीहरिः ।



# સનાતન ધર્મદર્શન

અથવા

# શુદ્ધાદ્વૈતમાં ધર્મનું મર્મ



સાધન સંબંધી વેદમાં આવા પ્રકારનાં વાક્યો મળી આવે છે. आत्मा वारे द्रष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः। तमेव विदित्वातिमृत्युमेति। कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समाः। શ્રીમદ્ભાગવતમાં પણ योगास्त्रयो मयाप्रोक्ता नृणां श्रेयोविधित्सया। ज्ञानं कर्म च भक्तिश्च नोपायोऽन्योऽस्ति कर्हिचित्॥ અર્થાત્ જીવને ભગવત્પ્રાપ્તિ થવા માટે મેં જ્ઞાનયોગ, કર્મયોગ અને ભક્તિયોગ આ ત્રણ ઉપાયો કહ્યા છે, એ સિવાય બીજો ભગવત્પ્રાપ્તિ માટે કોઇ પણ ઉપાય નથી. ભગવદ્ગીતામાં પણ બ્રહ્મપ્રાપ્તિ માટે આ ત્રણ જ માર્ગો કહ્યા છે. પોતપોતાના અધિકાર પ્રમાણે જીવ આ ત્રણ ઉપાયોથી બ્રહ્મપ્રાપ્તિ કરી શકે છે. જેમનું હૃદય એકદમ વિરક્ત નથી તેઓ કર્મયોગદ્વારા સિદ્ધિ મેળવી શકે છે, જેઓ વિરક્ત હૃદયવાળા છે તેઓ જ્ઞાનયોગથી મોક્ષ મેળવી શકે છે, અને જેઓ વિરક્ત પણ નથી અને વિશેષ આસક્ત પણ નથી, તથા પ્રભુની રસમય લીલાઓનું શ્રવણ, કીર્તન વિગેરેમાં જેમની અતિ તીવ્ર શ્રદ્ધા હોય છે તેઓ ભક્તિદ્વારા સિદ્ધિ મેળવે છે. એ સિવાય બીજો પણ એક સ્વતંત્ર માર્ગ છે જેનું વર્ણન હાલ અહીં ન કરતાં આગળ જઈ અમે સ્પષ્ટ રીતે કરીશું.

એ વાતની તો સર્વ કોઇને ખબર હોય છે કે બાળકને તેની આઠ વર્ષની ઉમર થયા પછી જ ધીરે ધીરે જ્ઞાન થવા લાગે છે. અને ભક્તિ થવાનો પણ તે જ સમય હોઈ શકે છે, અને તે પહેલાં ચેષ્ટા સિવાય કોઈ પણ બીજો ઉપાય તેની અભીષ્ટ પ્રાપ્તિ માટે હોતો નથી. એવી જ રીતે શાસ્ત્રમાં પણ જીવને પહેલાં કર્મનો અધિકારી કહ્યો છે. પરંતુ કોઈ કામ બરોબર સમજ્યા વગર અથવા તે કામમાં પૂર્ણપ્રેમ રાખ્યા સિવાય જો કરવામાં આવે તો તેથી સારુ અને પૂર્ણ ફળ મળતું નથી એ સુપ્રસિદ્ધ છે. એવી રીતે શાસ્ત્રમાં પણ કર્મ સાથે જ્ઞાન અને ભક્તિનું જોડાણ કરાય છે. અને ત્યારે જ તે એક માર્ગ બની બ્રહ્મપ્રાપ્તિ કરાવે છે, તથા એવી રીતે જ્ઞાનમાર્ગમાં કર્મ અને ભક્તિ સાહાય્ય કરે છે અને વૈધભક્તિમાર્ગમાં જ્ઞાન તથા કર્મને લઈ એક માર્ગ બનાવી તેથી ભગવત્પ્રાપ્તિ સધાય છે, એને જ યુક્તિ, યોગ, વિગેરે શબ્દોથી કહ્યો છે. જેમ આ ત્રણે માર્ગો એક બીજા સાથે મળી અર્થાત્ એક બની બ્રહ્મપ્રાપ્તિ કરાવે છે. તેમ અલગ અલગ એક એક બ્રહ્મની પ્રાપ્તિ કરાવી શકતા નથી. આ વાત સ્પષ્ટ રીતે 'योगास्त्रयो मया प्रोक्ता' આ શ્લોકનાં 'त्रयः' અને 'च' અવ્યયથી ખુલ્લી થાય છે.

કેટલાકનું એવું કહેવું છે કે કર્મ કોઈ પણ રીતે મોક્ષ અથવા બ્રહ્મપ્રાપ્તિ કરાવી શકતું નથી. પરંતુ તેઓનું આવું કથન ઠીક નથી. કારણ કે કર્મ પણ જ્ઞાન, ભક્તિને લઈ મોક્ષ કે બ્રહ્મપ્રાપ્તિ કરાવી શકે છે. ભગવદ્ગીતામાં 'पदं गच्छन्त्यनामयं' 'ब्रह्मनिर्वाणमृच्छति' 'असक्तः स विशिष्यते' 'परमाप्नोति पूरुषः' 'कर्मणैव हि' 'मत्संस्थामधिगच्छति' 'ब्रह्मसंस्पर्श' 'निःश्रेयस्करावुभौ' 'ब्रह्मैव तेन गन्तव्यं' 'यान्ति ब्रह्म सनातनम्।' વિગેરે શ્લોક સમૂહથી પ્રભુશ્રી શ્રીમુખે આજ્ઞા

કરે છે કે અગર કર્મ પણ યુક્તિથી (જ્ઞાન-ભક્તિને લઈ) કરવામાં આવે તો તેનાથી બ્રહ્મપ્રાપ્તિ થઈ શકે છે. શ્રીમદ્ભાગવતમાં પણ 'नैष्कर्म्यमप्यच्युतभाववर्जितम्' આ શ્લોકમાં 'नचार्पितम्' શબ્દથી એ માલુમ પડે છે કે જો કર્મને પ્રભુપદપંકજમાં અર્પણ કર્યું હોય તો તેની શોભા હોય છે (સિદ્ધિ મળે છે.) ત્યાં જ બીજે ઠેકાણે કહ્યું છે કે 'किं कर्म हरितोषं यत्' જે પ્રભુને પ્રસન્ન કરે તે જ કર્મ છે. તો એથી એ સ્પષ્ટ થયું કે કર્મ પણ બ્રહ્મને પ્રસન્ન કરી શકે છે, મોક્ષ અર્પી શકે છે. 'धर्मः प्रोज्झितकैतवोऽत्र' આ પ્રથમસ્કંધના શ્લોકમાં ભગવદ્ધર્મને સર્વોત્તમ કહ્યો છે. અને શ્રીમદ્વલ્લભાચાર્યચરણે પણ અહીં પોતાનો એ જ મત પ્રકટ કર્યો છે. નિબંધમાં આચાર્યચરણે આજ્ઞા કરી છે કે 'ज्ञानसहितो मोक्षसाधनञ्च' જો ધર્મ જ્ઞાનસહિત કરવામાં આવે તો તે મોક્ષ પ્રાપ્ત કરાવી શકે છે. નિબંધમાં બીજી જગ્યાએ પણ શ્રીમન્મહાપ્રભુ આજ્ઞા કરે છે કે—'भगवदानंदरूपं फलं ब्रह्मज्ञानयुक्तस्य यथोक्तकर्मकर्तुरेव' શાસ્ત્રોક્ત કર્મો યદિ બ્રહ્મજ્ઞાનસહિત કરાયાં હોય તો તે બ્રહ્માનંદરૂપ ફલને બક્ષે છે. કર્મ, ક્રિયા, કે ધર્મ એ સર્વ એક જ પદાર્થનાં જુદાં જુદાં નામો છે, એ વાત આગળ અમે સિદ્ધ કરી આપીશું. જ્યાં ક્યાંય પણ કર્મમાર્ગની નિંદા કરવામાં આવતી હોય તો તે માત્ર જ્ઞાનભક્તિરહિત કર્મની જ સમજવી. કર્મયોગ સાથે જ્ઞાન યદિ અતિવિશેષ હોય તો તે **પ્રધાનન્યાય** પ્રમાણે જ્ઞાનયોગ જ થઈ જાય છે. અને જો ભક્તિ વિશેષ હોય તો તે ભક્તિયોગ કહેવાય છે. આવી રીતે આ ત્રણે માર્ગો એક બીજા સાથે અંગાંગીભાવને પ્રાપ્ત કરી પૃથક્ પૃથક્ પણ પ્રભુપ્રાપ્તિ કરાવી શકે છે. ભક્તિશબ્દથી અહીં સ્વતંત્ર ભક્તિમાર્ગ નહિ સમજવો પરંતુ વૈધભક્તિયોગ જ લેવો, કારણ કે જીવકૃતિથી સાધ્ય એવો માત્ર વિધ્યુક્ત ભક્તિમાર્ગ જ છે.

હવે ક્રમ પ્રાપ્ત હોવાથી સર્વ પહેલાં અમને અત્રે કર્મનું જ નિરૂપણ કરવું ઉચિત લાગે છે. સ્થૂલરૂપે અગર કહેવા માગીએ તો **ચેષ્ટાને જ** કર્મ કહી શકીએ છીએ. ખાવું, પીવું, સુવું, ઉઠવું, બેસવું, એ બધું કર્મ કે ચેષ્ટા જ કહેવાય છે. કર્મ, ચેષ્ટા, ક્રિયા, અને ધર્મ એ શબ્દોમાં ઝાઝો ભેદ રહ્યો નથી. 'ઉત્તમ ભોજન કરવું' એ મનુષ્યનો ધર્મ છે એમ પણ કહી શકાય અથવા 'ઉત્તમ ભોજન કરવું તેનું કર્મ કે ક્રિયા છે' એવું પણ કહી શકીએ છીએ. ચેષ્ટા, ક્રિયા, અથવા કર્મ કે ધર્મ એ એક મહાન્ વ્યાપક પદાર્થ છે. લોકમાં એવું કોઇ સ્થાન ભાળવામાં ન આવશે કે જ્યાં એ ઉક્ત પદાર્થ ન હોય.

ક્રિયા અથવા ધર્મ અનંત પ્રકારનો છે, માટે અગર એને બ્રહ્મ કહીએ તો અત્યુક્તિ ન ગણાય. એ ધર્મ અથવા ક્રિયાવિશેષ માટે વેદમાં એવું કહ્યું છે કે—धर्मो विश्वस्य जगतः प्रतिष्ठा लोके धर्मिष्ठं प्रजा उपसर्पन्ति, "धर्मेण पापमपनुदति तस्माद्धर्मं परमं वदन्ति" श्रुतिः। જગત્ ધર્મથી જ ટકી રહ્યું છે. એક બીજાથી જુદા અને ભાતભાતના ધર્મોથી જ આ જગત્ બન્યું છે. સૂક્ષ્મ વિચારે જોતાં વસ્તુમાં જે વસ્તુપણું છે અથવા વસ્તુનું જે સ્વરૂપ તેને જ ધર્મ કહેવામાં આવે છે. અને તે સ્વરૂપની રક્ષા માટે જે ક્રિયા કરાય છે તે પણ ધર્મ શબ્દથી જ વ્યવહરાય છે. એ અમે આગળ જઇ સારી રીતે સમજાવીશું. જે હરેફરે છે|તેને જગત્ કહે છે, અર્થાત્ જે નિત્ય બદલાતું જ રહે, સદા એક સ્વરૂપમાં ન રહેતું હોય તેને જગત્ કહે છે. જગત્માં બે પ્રકારનાં પદાર્થો છે જડ અને ચેતન અને પ્રધાનન્યાયથી એ એનું નામ છે. જો કે જડમાં પણ ચૈતન્ય સૂક્ષ્માતિસૂક્ષ્મરૂપે રહે છે, અને ચેતનમાં જડ સૂક્ષ્માતિસૂક્ષ્મ રૂપે રહે છે. જડ તથા ચેતન બંને બ્રહ્મના જ અંશો છે. જ્યાં બ્રહ્મથી એ અંશો જુદા પડ્યા કે તરત

જ તેમના પૂર્વસ્વરૂપનું પરિવર્તન થયું. જે દિવસથી એ બંને જગત્ રૂપમાં આવ્યાં તે જ દિવસથી એ બંનેનું પરિવર્તન એક ક્ષણભર પણ બંધ રહેતું નથી. જ્યારે વસ્તુનો પોતાનો ધર્મ જ તેનું સ્વરૂપ છે તો સ્વીકારવું પડશે કે ધર્મો બદલાતાની સાથે જ વસ્તુ પણ બદલાઈ જાય છે. યદ્યપિ પરિવર્તન (બદલવું) એ ચેતનનો મૂલ ધર્મ નથી તો પણ જગત્ રૂપમાં તે બદલાય છે. પછી ચાહે ઉપાધિના બદલવાથી એનું બદલવું માનો કે બ્રહ્માંશ હોવાથી વિરૂદ્ધધર્માશ્રય માની બદલવું માનો, પરંતુ પોતાનાં અધિકાર મુજબ પરિવર્તન તો જરૂર માનવું જ પડશે. કોઈ કોઈ પદાર્થનું પરિવર્તન અતિસૂક્ષ્મ હોવાથી જોવામાં આવતું ન હોય તથાપિ તે પણ પરિવર્તિત (બદલતું) તો જરૂર હોય છે. સૂર્યની ગતિ જો કે અતિ સૂક્ષ્મ હોવાથી દેખાતી નથી તથાપિ તે પણ અવશ્ય ગતિ કરે છે. ઘડીઆળનો નાનો કાંટો (The hour handle) જરૂર ચાલી રહ્યો છે, પરંતુ તેની તે ગતિ એટલી તો અતિસૂક્ષ્મ હોય છે જેથી દેખાતી નથી. એવી રીતે સર્વ પદાર્થો ક્ષણક્ષણમાં બદલતા રહે છે, પરંતુ તેઓનું તે પરિવર્તન સૂક્ષ્મતમ (અતિશય ઝીણું) હોવાથી દેખવામાં આવતું નથી. અને પરિવર્તન (બદલાવું) પણ એક પ્રકારનું કર્મ કે ક્રિયા જ છે. અને આજ હેતુથી દુનીઆના પદાર્થોનું જગત્ નામ રાખ્યું છે. એ જગત્ અનેક ધર્મોથી જ ચાલી રહ્યું છે. અથવા અનેક પ્રકારના ધર્મો જ જગત્માં જ્યાં ત્યાં સર્વત્ર ફેલાઇ રહ્યા છે. સૂર્ય પોતાના પ્રકાશ અને ઉષ્ણતારૂપ ધર્મોથી પદાર્થમાત્રને પ્રકાશિત કરે છે અને પકવે છે. ચંદ્રમા પોતાના રસધર્મથી સર્વ ઔષધિઓ અને વનસ્પતિઓને આર્દ્ર કરે છે. પૃથ્વી પોતાના **ધારણ કરવું** એ રૂપ ધર્મથી સર્વને ધારણ કરે છે. આવી રીતે સર્વ વસ્તુઓના જુદા જુદા ધર્મો હોય છે. અને એ ધર્મોથી જ જગત્ પોતાના સ્વરૂપમાં જણાઈ રહ્યું છે.

અગર ધર્મો ન હોત તો આ જગત્ રહેત કે કેમ એ સંદેહ છે. ધર્મ જ જગત્‌ના સ્વરૂપનો રક્ષક છે અને એટલા જ માટે શ્રુતિ સંબોધે છે કે–'धर्मो विश्वस्य जगतः प्रतिष्ठा.'

ચેતનવર્ગમાં પ્રાણવાળા જીવ ચાર પ્રકારના છે. જરાયુજ, અંડજ, સ્વેદજ, અને ઉદ્‌ભિજ્જ. ચારેના ધર્મો પણ જુદા જુદા છે. મનુષ્ય એ જરાયુજ જીવ કહેવાય છે. મનુષ્યના પણ અનંત ધર્મો છે. એ વાત અમે પૂર્વમાં જ કહી આવ્યા છીએ કે 'કોઈ પણ વસ્તુ ધર્મ વિના રહી શકતી નથી.' ધર્મોથી જ મનુષ્યમાં મનુષ્યપણું જાણી શકાય છે. પદાર્થમાં તેના સ્વરૂપને બતલાવનારો જે ધર્મ રહે છે, તે વ્યાપકધર્મ છે. અગ્નિમાં અગ્નિપણું (ચમક–ઉષ્ણતા વિગેરે) જલમાં જલપણું (તરલતા શીતલતા વિગેરે), મનુષ્યમાં મનુષ્યપણું વિગેરે જેટલા ધર્મો છે તે બધા વ્યાપકધર્મો છે. કારણ કે તેઓ અગ્નિમાત્રમાં જલમાત્રમાં તથા મનુષ્યમાત્રમાં મળી આવશે. એવી જ રીતે એક વ્યાપ્યધર્મ પણ છે. જેને વિશેષ ધર્મ કહે છે. જે થોડા ભાગમાં રહે તેને વિશેષધર્મ અથવા વ્યાપ્યધર્મ કહે છે. પથ્થરપણું બધા પત્થરોમાં છે, પરંતુ હીરો તેનો પત્થર આમ કહેવાતા છતાં પણ હીરાપણું માત્ર એક તે જ પત્થરમાં છે. અને અન્ય પત્થરોમાં હીરાના ધર્મો નથી માત્ર તેઓ હીરામાં જ રહે છે. માટે ત હીરાપણું તેનો વિશેષધર્મ છે. પત્થરોનો વિભાગ ઘણો વિશાલ છે. તે વિશાલ વિભાગના થોડા ભાગમાં હીરાપણું (હીરાનો ધર્મ) રહે છે. માટે તે હીરાનો વિશેષધર્મ કે વ્યાપ્યધર્મ કહેવાય છે. તો આટલા કથનથી એ સ્પષ્ટ થઈ ચૂક્યું કે જડ તથા ચેતન પદાર્થોમાં બે પ્રકારનાં ધર્મો રહે છે. એક વ્યાપક ધર્મ અને બીજો વ્યાપ્ય ધર્મ, અથવા એક સામાન્ય ધર્મ અને બીજો વિશેષ ધર્મ, એ વાતને અમે આગળ પણ સ્પષ્ટ કરીશું. જેમ વિશેષ અને સામાન્યધર્મ આમ બે ભેદ છે,

તેમ નિત્ય અને અનિત્ય એ પણ બે ભેદો છે. જડ પદાર્થમાં નિત્યાનિત્ય ધર્મો રહે છે અને ચેતનમાં પણ નિત્યાનિત્ય ધર્મો રહે છે. જડ પદાર્થમાં 'સત્તા' નિત્યધર્મ છે અને એ સિવાયના બીજા બધા અનિત્ય ધર્મો છે. પદાર્થમાં કેટલાક ધર્મો ચિરકાલ પર્યંત રહે છે, છતાં પણ તેઓ નિત્ય કહેવાતા નથી. ચેતનમાં 'જ્ઞાન' નિત્ય ધર્મ છે અને અહંભાવાદિ ધર્મો અનિત્ય છે. અનિત્ય ધર્મોમાં પણ બે ભેદ છે. કેટલાક સ્વાભાવિક છે અને કેટલાક આગંતુક જો કે વિશેષધર્મ, સામાન્યધર્મ, સ્વાભાવિક ધર્મ અને આગંતુક. ધર્મોના પણ અનંત ભેદો છે તથાપિ અમને હાલ એઓનું કાંઈ પ્રયોજન નથી. આગળ જઈ અમે બે ચાર ભેદોનું સવિસ્તર વર્ણન કરીશું. અમે સૂર્ય, ચંદ્ર વિગેરે પદાર્થોના જુદા જુદા ધર્મોનું દૃષ્ટાંત આપી ધર્મ શબ્દનો અર્થ સમજાવ્યો છે પરંતુ તે વ્યાખ્યા (અર્થ) પરિપૂર્ણ નથી કારણ કે પદાથો અપાર છે, માટે તેઓના ધર્મોનો પાર પમાય તેમ નથી. અને ધર્મ શબ્દનો અર્થ સમજવા માટે જબરી કઠિનતા આવી નડે, એટલા માટે અમારે ધર્મ શબ્દની એક પૂર્ણ અને અનંત ધર્મો સમન્વિત (પ્રત્યેક ધર્મમાં ઘટે એવી) થઈ જાય એવી વ્યાખ્યા જરૂર કરવી પડશે. કોઈ પણ શબ્દનો અર્થ કરવામાં વ્યાકરણ પહેલે નંબરે પ્રમાણ ગણાય છે. માટે અમે પણ વ્યાકરણ પ્રમાણે ધર્મની વ્યાખ્યા કરીએ છીએ.

વૈયાકરણ લોકોનું એવું કહેવું છે કે–'ध्रियतेऽसौ धर्मः' 'धरति लोकानिति वा धर्मः' અર્થાત્ જેને ધર્માત્મા લોકો ધારણ કરે તે ધર્મ છે. કિંવા જે સર્વ લોકોને ધારણ કરતો રહે તેને ધર્મ કહે છે. અહીં પ્રથમ સ્થલે કર્મમાં પ્રત્યય થયો છે અને બીજી જગ્યાએ કર્તામાં પ્રત્યય થયો છે. ધારણાર્થક (જેનો અર્થ ધારણ કરવું થાય છે ) 'ધૃ'

ધાતુથી ધર્મ શબ્દ તૈયાર થયો છે. અને એનો અર્થ જે અમે ઉપર કહી આવ્યા તેજ થાય છે. મહાત્મા કણાદ મહર્ષિ કહે છે કે:–'यतोऽभ्युदयनिःश्रेयससिद्धिः स धर्मः' અર્થાત્ જેના સામર્થ્યથી અભ્યુદય એટલે લૌકિક ઉન્નતિ અને નિઃશ્રેયસ એટલે મોક્ષ મળે છે તેને ધર્મ કહે છે. આ દુનીઆનાં સ્ત્રી, પુત્ર, ધન, ગૃહ ઈત્યાદિનાં સુખોથી માંડી તે વિરિંચિપદ (બ્રહ્મપદ) સુધીનાં સર્વ સુખો અભ્યુદય શબ્દથી કહેવાયાં છે. અને દુઃખનો સમૂળો નાશ થવો મોક્ષ કહેવાય છે. એ બન્ને (અભ્યુદય અને નિઃશ્રેયસ) જેથી મળે તે ધર્મ છે.

મહર્ષિ જૈમિનિ મહારાજ ધર્મ શબ્દની જુદી જ રીતે વ્યાખ્યા કરે છે. તેનું એવું કથન છે કે:–'चोदना लक्षणोऽर्थो धर्मः' અર્થાત્ જે કર્મને વેદ કરવા ફરમાવે છે, અને જે જીવને હિતકારક હોય છે તેજ ધર્મ છે. વેદમાં શત્રુને મારવા માટે '**શ્યેન યાગ**' કહ્યો છે. પરંતુ તે હિંસાત્મક છે માટે અનર્થકારક હોવાથી જીવને હિતકારક નથી. એ માટે તે '**શ્યેન**' ધર્મ નથી. જે કર્મ વેદોક્ત હોય અને જીવહિતકારક હોય તેજ ધર્મ છે. મહર્ષિ મનુ મહારાજ આજ્ઞા કરે છે કે–'રાગ દ્વેષરહિત વિદ્વાન્ લોકો જે કાર્યને કરતા આવ્યા હોય અને જેને આપણું શુદ્ધ મન સ્વીકારે તે ધર્મ છે.' ભગવદ્ ગીતામાં ભગવાન્ શ્રીકૃષ્ણ પ્રભુએ યજ્ઞોને અથવા ક્રિયા માત્રનેજ ધર્મ કહ્યો છે. પણ વસ્તુસ્થિતિએ નિરખતાં છેવટે જઈ જઈને એ જ સિદ્ધ થાય છે કે–'**કોઈ એક નિયમથી નિયમિત ક્રિયાજ ધર્મ છે.**' એટલા માટે ગીતામાં કરાયલી ધર્મ શબ્દની વ્યાખ્યા જ ઠીક છે. યદ્યપિ સ્વતઃપ્રમાણ અને ભગવન્નિશ્વાસભૂત વેદે પણ ક્રિયા અને જ્ઞાન બન્નેને ધર્મ માન્યો છે, તથાપિ જ્ઞાન જુદા પ્રકારનો ધર્મ છે અને ક્રિયા જુદા પ્રકારનો ધર્મ છે, એ ઠીક છે. પરન્તુ ક્રિયારૂપ ધર્મ તો બંનેમાં ( વેદ સ્મૃતિ ) છે એ વાત નિશ્ચિત છે.

અમે આજ જે ધર્મનું વર્ણન કરવા માગીએ છીએ તે ધર્મ ક્રિયારૂપ છે. બ્રાહ્મણધર્મ, શૂદ્રધર્મ, મનુષ્યધર્મ, પશુધર્મ, સ્ત્રીધર્મ, યવનધર્મ, ખ્રીસ્તધર્મ, જૈનધર્મ વિગેરે જેટલા કોઈ લોકમાં પ્રસિદ્ધ છે તે બધા ક્રિયારૂપ જ છે, બલ્કિ અમારા જેટલા વ્યવહારો છે તે બધા ક્રિયારૂપ હોવાથી એક પ્રકારે ધર્મરૂપ જ છે. અમે લોક (જન-સામાન્ય) જે ક્રિયામાં ધર્મ શબ્દનો પ્રયોગ કરી રહ્યા છીએ તે વાસ્તવમાં સદ્ધર્મ છે. ક્રિયા બે પ્રકારની છે. એક સારી અને સારાં ફળ આપનારી અને બીજી બુરી તથા બુરાં ફળ આપનારી. સારી તથા સારા ફલને આપનારી ક્રિયાને સદ્ધર્મ કહે છે. જેને અમે માત્ર ધર્મ શબ્દથી ઓળખીએ છીએ. બુરી તથા બુરાં ફળને આપનારી ક્રિયાને અસદ્ધર્મ કહે છે. જેને અમે અધર્મ, વિધર્મ અથવા પાપ વિગેરે શબ્દોથી વ્યવહરીએ છીએ. પરંતુ બન્ને પ્રકારની ક્રિયા, ક્રિયા તો છે જ. ક્રિયા કહો કે કર્મ બન્ને એક જ વાત છે. તેમ કર્મ કહો ચાહે ધર્મ કહો એ પણ એક જ છે ધર્મ, કર્મ અને ક્રિયા વાસ્તવમાં એક જ વસ્તુ છે, એ અમે પૂર્વમાં કહી આવ્યા છીએ. પરંતુ બ્રાહ્મણ ધર્મ, ક્ષત્રિય ધર્મ વિગેરે શબ્દો જે પ્રસિદ્ધ છે તે સર્વ ક્રિયા માત્રનાં નામો નથી પણ કોઈ વિશેષ (ફરક)થી યુક્ત ક્રિયાને જ કહી રહ્યાં છે. 'ઉત્તમપણું અને બુરાપણું શું વસ્તુ છે અથવા એ કાંઈ વસ્તુ છે કે નહિં' એ અમે આગળ જઈ કહીશું. હાલ તો માત્ર એટલું જ સમજી રાખવું કે ક્રિયા માત્રનું નામ ધર્મ છે. એ ક્રિયા બે પ્રકારની છે. એક સ્થિર સ્વભાવા અને બીજી ચલ સ્વભાવા. સ્થિર સ્વભાવા ક્રિયામાં ચલન તો થતું રહે છે પણ તે એટલું તો ધીમે ધીમે થાય છે કે જેથી તે ક્રિયા સ્થિર સ્વભાવા જ કહેવાય છે. ઘડીઆળનો કલાકનો કાંટો ચાલે છે, છતાં પણ તે ચાલતો દેખાતો નથી. સૂર્ય ચાલે છે તો પણ તે એટલો

સૂક્ષ્મ ચાલે છે અથવા એટલો બધે દૂર છે કે જેથી તે સ્થિર જેવો જ જણાય છે. કોઈ મજબુત મોટા પત્થરના સ્તંભને દોરડાથી બાંધી બે ચાર આદમી અગર તેને ખેંચે તો તેમની તે ખેંચવાની ક્રિયા થતી રહેતા છતાં પણ જણાશે નહિ. સ્તંભ જેવી રીતે એક સ્થલે સ્થિર છે તેવી જ રીતે તે મનુષ્યો પણ સ્થિર જ દેખાશે, પરંતુ ક્રિયા તો થતી જ રહે છે. ક્રિયા ન થતી રહેતી હોય તો તેઓ થોડી વારમાં થાકી ન જાય. ક્રિયા થતી રહેવાથી જ તેઓમાં થકાવટ આવે છે. એ માટે માનવું પડશે કે ચલન અતિ સૂક્ષ્મ હોવાથી તે સ્થિર-સ્વભાવા ક્રિયા કહેવાય છે. સ્થિરસ્વભાવા ક્રિયા જ અતિશય, ગુણ, સંસ્કાર, અપૂર્વ, અદૃષ્ટ વિગેરે શબ્દોથી વ્યવહરાય છે. અને ચલ સ્વભાવા ક્રિયાને ચેષ્ટા, ક્રિયા, અથવા કર્મ કહે છે. ચાલવું, ફરવું, ભોજન, પાન, શયન, વિગેરે ક્રિયા, ચેષ્ટા, કે ધર્મ ચલ સ્વભાવા ક્રિયા કહેવાય છે. અને એથી ઉદ્ભવનારૂં જે અવાંતરફલ છે તે સ્થિર-સ્વભાવા ક્રિયા, અતિશય, ગુણ, સંસ્કાર, વિગેરે શબ્દોથી ઉલ્લેખાય છે.

સફેદ વસ્ત્રને રંગતી વખતે જે ક્રિયા થાય છે તેને લોકો રંગ ક્રિયા અથવા રંગ કર્મ કહે છે. કારણ કે તે ક્રિયા બધાંને જણાય છે માટે તે ચલસ્વભાવા છે, પણ જે રંગવાની ક્રિયાદ્વારા તે કપડામાં કાળાશ કે લાલપણું જે કાંઈ ગુણ, અતિશય, કે સંસ્કાર આવ્યો છે તે પણ યદ્યપિ ક્રિયા જ છે તથાપિ તે સ્થિરસ્વભાવા છે. યદિ તે ક્રિયા ન હોય તો ધીમે ધીમે બદલાઈ એક દિવસ તે રંગ એકદમ બીજા રૂપમાં ન આવી જાય. તે સ્થિરસ્વભાવા ક્રિયાને જ ક્રિયા ન કહેતાં રંગ, અતિશય, ગુણ અથવા સંસ્કાર કહે છે. કારણ કે એનું ચલન કોઈની દૃષ્ટિમાં આવતું નથી. સ્થિરસ્વભાવધર્મ તથા ચલસ્વભાવધર્મ આ બે પ્રકારના ધર્મોના પણ અનેક ભેદો છે.

પરંતુ ગ્રંથનો વધારે વિસ્તાર થઈ જવાના ડરથી અમે અહીં તેનું લખવું ઉચિત સમજતા નથી.

અમે પૂર્વમાં કહી આવ્યા છીએ કે, '**કોઇએક નિયમથી નિયમિત જે ક્રિયા થાય છે તે જ અમારો લક્ષ્યભૂત ધર્મ છે.**' હવે અમારે અત્રે એ કહેવું છે કે પૂર્વોક્ત ઋષિ લોકોએ કહેલાં ધર્મલક્ષણોનો પણ એ જ આશય છે. ધર્મ જોઈએ તો અતિશયરૂપ હોવ અથવા ક્રિયારૂપ હોવ પણ બંને પ્રકારે તેમાં '**ધારણ કરવાપણું**' તો રહે જ છે. તે ધર્મ કરનારાઓને ધારણ કરે અથવા તેને ધાર્મિકલોકો ધારણ કરે, પરંતુ બંને પ્રકારે તેનાથી 'ધૃ' ધાતુનો અર્થ છુટતો નથી. માટે વૈયાકરણ પણ પોતાના લક્ષણમાં એ ક્રિયારૂપ ધર્મને જ કહે છે. જગત્ ક્રિયા વગર એક પલકભર પણ રહી શકતું નથી. માટે જ પ્રભુએ ગીતામાં આજ્ઞા કરી છે કે, 'नहि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत्' કોઇ પણ મનુષ્ય એક પલભર પણ ક્રિયા કર્યા વગર રહી શકતો નથી. અચેતન (જડ) પદાર્થમાં સ્વયં અથવા ચેતનદ્વારા ક્રિયા થાય છે, અને ચેતનમાં પણ સ્વયં અથવા ચેતનદ્વારા ક્રિયા થાય છે. ચેતનની આ ક્રિયા કોઈ વખતે હિતપ્રાપ્તિ માટે થાય છે તો ક્યારેક અહિતને દૂર કરવા માટે હોય છે.

સામાન્ય ક્રિયામાત્રનું બે પ્રકારનું ફલ હોય છે. એક સ્વરૂપરક્ષા અને બીજું સ્વરૂપધ્વંસ. સ્વરૂપરક્ષાને હિત કહે છે અને સ્વરૂપધ્વંસને અહિત કહે છે. કોઈ ક્રિયા એવી હોય છે કે જે પોતાના આશ્રયના સ્વરૂપને ટકાવી રાખે છે, જ્યારે કોઈ ક્રિયા સ્વાશ્રયનાં સ્વરૂપનો નાશ કરે છે. એક વૃક્ષનું ઉદાહરણ લો–તેમાં લીલાં લીલાં પાંદડાં ભર્યાં છે, ખીલેલાં ખુબસુરત પુષ્પો છે, મધુરસભર્યાં ફલો પણ છે. હવે એ વૃક્ષમાં પ્રતિપલ કોઇ એક એવી ક્રિયા થતી રહે છે કે

જે માટી, જલ અને સૂર્યનાં કિરણોથી નિષ્પન્ન થયેલા રસને તે વૃક્ષમાં સર્વત્ર પહોંચાડી ડાળી, પાંદડાં, ફળ, ફૂલ વિગેરે તેના સર્વ પદાર્થને તરાવટ પહોંચાડી તેનાં સ્વરૂપની રક્ષા કરે છે, અથવા તે વૃક્ષના સ્વરૂપને ધારણ કરે છે. અને કોઈ કોઈ વખતે કોઈ એવી વિપરીત ક્રિયા પણ થવા લાગે છે કે જેથી તે વૃક્ષનાં ફલ, ફૂલ, પાંદડાં વિગેરે બધું જ સુકાઈ નષ્ટ થઈ જાય છે અને તે વૃક્ષ માત્ર કાષ્ટરૂપ થઈ રહે છે. યદ્યપિ અહીં બંને પ્રકારની (સ્વરૂપરક્ષક અને સ્વરૂપભક્ષક) ક્રિયાને અથવા ધર્મને વૃક્ષે ધારણ કરી રાખી છે. તથાપિ તે ઉભય ક્રિયાઓમાંથી એક વૃક્ષના સ્વરૂપને ધારણ કરે છે–ટકાવી રાખે છે માટે જ તે ક્રિયા ધર્મ કહેવાય છે. અને બીજી તેના સ્વરૂપને ધારણ કરતી નથી અર્થાત્ તેના સ્વરૂપનો નાશ કરે છે માટે તે ધર્મ (ક્રિયા) હોવા છતાં પણ અધર્મ કહેવાય છે. અમે આજે જે ધર્મનો વિચાર કરીએ છીએ અને કરીશું તે વસ્તુના સ્વરૂપને બચાવનારી, સ્વરૂપને ટકાવી રાખનાર ક્રિયા છે. જો કે અધર્મ પણ ક્રિયા જ છે તો પણ તે સ્વરૂપરક્ષક ન હોવાથી ધર્મ નહિ પણ અધર્મ જ લેખાય છે. વૃક્ષમાં જે સ્વરૂપધારક ક્રિયા (વૃક્ષ સ્વરૂપને ધારણ કરનારી ક્રિયા) થઈ રહી છે તે વૃક્ષના સ્વરૂપને ધારણ કરે છે. અને વૃક્ષ તે ક્રિયાને ધારણ કરી રહ્યું છે. બંને પ્રકારે 'ધારણ કરવું' એવો 'ધૃ' ધાત્વર્થ તેમાં સમાયલો જ છે માટે તેને ધર્મ કહે છે. અને હવે એ કહેવું પડશે કે વૈયાકરણ લોક પણ કોઈ રૂપાન્તરથી અમારા સનાતન ધર્મનું જ લક્ષ્ય રાખી ધર્મશબ્દની વ્યુત્પત્તિ કરે છે.

**'કોઇ એક વિશેષથી યુક્ત સ્વરૂપને ધારણ કરવાવાળી શાસ્ત્રોક્ત ક્રિયા જ ધર્મ છે.'** આ ધર્મની વ્યાખ્યા પૂર્ણ અને બધે ઘટી શકે એવી બની. અમે પૂર્વમાં એ કહી આવ્યા

છીએ કે કેટલાક સ્વાભાવિક ધર્મો છે અને કેટલાક આગંતુક. સ્વાભાવિક ધર્મો વસ્તુનું સ્વરૂપ છે, અને આગંતુક ધર્મો કોઈ બીજી વસ્તુ અથવા ક્રિયા દ્વારા આવે છે અને ચાલ્યા જાય છે. માટે તે (આગંતુક ધર્મ) અનિત્ય તથા વ્યભિચારી કહેવાય છે. સ્વાભાવિક ધર્મો શ્રેષ્ઠ કહેવાય છે અને આગંતુક ધર્મો ગૌણ છે. આગંતુક ધર્મો અગર સ્વાભાવિકધર્મોની અનુકૂલ હોય તો તે ધર્મ કહેવાય છે. અને તેઓથી પ્રતિકૂલ હોય તો અધર્મ મનાય છે. કારણ કે પ્રતિકૂળ કર્મ અથવા ધર્મ સ્વરૂપનો નાશ કરે છે. સ્વરૂપ તથા સ્વભાવનો વિરોધી હોય છે. જેમ આગતુક કોઈ નીચ કર્મ કરવાથી બ્રાહ્મણમાં જે કોઈ અતિશયરૂપ ધર્મો આવી રહે છે. તેઓ ક્રિયારૂપ રહેતા છતાં પણ તેના સ્વરૂપને પ્રતિકૂળ હોવાથી અધર્મ જ છે. તો હવે એ સુસ્પષ્ટ થયું કે સ્વભાવને અથવા સ્વભાવભૂત ધર્મોને અનુકૂલ અથવા તેઓનાં સ્વરૂપને રક્ષા કરવાવાળી જે ક્રિયા કે કર્મ તે જ ધર્મ છે; અને જે ક્રિયા કે કર્મ સ્વભાવ અથવા સ્વરૂપને હાનિ પહોંચાડે તે અધર્મ છે. આ વાતને અત્યંત સ્પષ્ટ કરવા માટે અમારે અહીં કાંઈક વધારે કહેવું પડશે.

દેહથી આત્મા એક જુદો પદાર્થ છે, એ વાત જો કે અનુમાનથી (અંદાજથી) સર્વ કોઈ મતિમાન્ મનુષ્ય થોડી ઘણી જાણી શકે છે. પરંતુ વિશેષરૂપે શાસ્ત્રોમાં ખુલી રીતે સમજાવી દીધું છે કે–આત્મા જેને જીવ કહે છે તે એક દેહથી જુદો પદાર્થ છે. 'પૂર્ણ આનંદાનુભવ એ આત્માનું પોતાનું સ્વરૂપ છે. પરંતુ અનાદિ અવિદ્યાએ એના એ ઉક્ત સ્વરૂપને ઢાંકી રાખ્યું છે. અજ્ઞાનને જ અવિદ્યા કહેવામાં આવે છે. જ્ઞાનદ્વારા અજ્ઞાનનો નાશ કરી જીવ ફરી પોતાના સ્વરૂપની પ્રાપ્તિ કરી શકે છે. માટે જ્ઞાન પણ ધર્મ કહી શકાય.

સાધનમાત્રનું નામ પણ ધર્મ છે. યદ્યપિ અનુભવરૂપ જ્ઞાન સાક્ષાત્ ધર્મ (ક્રિયા) હોઈ શકતું નથી, તથાપિ અનુભવ વખતે અંતઃકરણને કોઈ ચેષ્ટા જરૂર કરવી પડે છે, એ માટે તથા તે જ્ઞાન આત્માનું સ્વરૂપ રક્ષક કે સ્વરૂપ પ્રાપક હોવાથી તેને ધર્મ કહે છે. જ્ઞાનદ્વારા આત્માના સ્વરૂપની (આનંદ)ની પૂર્ણતા પ્રાપ્ત થાય છે. જો કે કામ્ય કર્મોથી તથા નિત્ય કર્મોથી પણ સુખ (આનંદ) મળે છે તથાપિ આનંદની પૂર્ણતા તો જ્ઞાનથી જ સધાય છે, આવો નિવૃત્તિનિરત અધિકારીઓનો સિદ્ધાંત છે. અને એ યોગ્ય પણ છે કારણ કે આનંદની પૂર્ણતા એ આત્માનું જ સ્વરૂપ છે દેહનું નથી. માટે તે (પૂર્ણતા) દેહાધ્યાસમિશ્ર કર્મોથી કેવી રીતે મળે. યદ્યપિ અનધ્યસ્ત દેહથી પણ કર્મો કરી શકાય છે. જનકાદિ રાજર્ષિઓએ, વામદેવ-શુકદેવ પ્રભૃતિ મહામુનિઓએ અધ્યાસરહિત થઈ કર્મો કર્યાં હતાં અને આત્મસ્વરૂપનો લાભ લીધો હતો, તો પણ ત્યાં જ્ઞાનની આવશ્યકતા તો છે. માટે માનવું જોઇશે કે જ્ઞાન પણ એક પ્રકારનો ધર્મ જ છે.

સુખમાં (આનંદમાં) જો થોડુંક પણ દુઃખ ભળ્યું હોય તો તે પૂર્ણ સુખ નહિં લેખાય. દુઃખરહિત સુખપ્રાપ્તિને જ આનંદની પૂર્ણતા કહે છે. અને તે જ્ઞાનસહિત કર્મથી પ્રાપ્ત થાય છે માટે જ્ઞાન પણ ઉપાય હોવાથી ધર્મ કહેવાય છે. કામ્ય કર્માદિથી સ્વલ્પસુખ અને જ્ઞાનસહિત કર્મથી પૂર્ણ સુખની પ્રાપ્તિ થાય છે અને 'પૂર્ણ સુખ' એ આત્માનું સ્વસ્વરૂપ છે માટે સ્વરૂપ સંરક્ષક હોવાથી બંને (જ્ઞાન તથા તત્સહિત કર્મ) ધર્મ કહેવાય છે. મહામુનિ કણાદ કથે છે કે– 'यतोऽभ्युदयनिःश्रेयससिद्धिः सधर्मः' અર્થાત્ જે ઉપાયથી અભ્યુદય અને નિઃશ્રેયસ મળે છે તે ઉપાયને ધર્મ કહે છે. અલ્પ સુખપ્રાપ્તિને

અભ્યુદય કહે છે અને પૂર્ણ સુખપ્રાપ્તિનું નામ જ નિઃશ્રેયસ છે. બંને પ્રકારનું સુખ આત્માનું સ્વરૂપ કહેવાય છે માટે સ્વરૂપરક્ષા કરનારૂં કર્મ ધર્મ છે, એ વાત કણાદલક્ષિત લક્ષણથી (કણાદે બાંધેલા લક્ષણથી) પણ પ્રાપ્ત થાય છે. કોઈ કોઈ વખતે એવું માલુમ પડે છે કે અમુક કર્મ કરવાથી મારા સ્વરૂપની (દેહની અથવા આત્માની) રક્ષા થશે પરંતુ છેવટે પરિણામમાં તેનાથી સ્વરૂપહાનિ જ થાય છે, પણ સ્વરૂપરક્ષા થતી નથી. માટે પર્યંતે એ જ કહેવું પડશે કે **'જેથી સ્વરૂપરક્ષા થાય તે જ ક્રિયા ધર્મ કહેવાય છે.'** જોઈએ તેવો પ્રતિભાશાલી મનુષ્ય કેમ ન હોય તો પણ તે અલ્પજ્ઞ છે. માટે કર્મની પરિણતિ સમજી લેવી તેને માટે અસંભવ છે. અત એવ સાધારણ જનસમાજ માટે ધર્મ તથા અધર્મનો નિર્ણય મન કે યુક્તિદ્વારા કરવો કઠિણ નહિ પણ અસંભવિત જેવો છે. મનમાં ઘડી ઘડીએ સત્વ, રજ, અને તમોગુણના દોરાઓ થયા રે છે. મનમાં જ્યારે સત્વગુણનો દોરો હોય છે, ત્યારે તે વખતની સમજ ઉત્તમ હોય છે. જ્યારે રજોગુણનો દોરો હોય છે, તે વખતે મધ્યમ સમજ હોય છે. અને તમોગુણનો દોરો હોય છે ત્યારે મન તથા બુદ્ધિની પ્રવૃત્તિ અધમ હોય છે. જો એવે વખતે કર્તવ્ય તથા અકર્તવ્યનો નિર્ણય કરવા બેસીએ તો બધુંજ ઉલટું સમજમાં આવે. કઈ વખતે સાત્વિક વૃત્તિનો ઉદય થાય છે એ સમજવું પણ સાધારણ લોકો માટે અતિ કઠિન છે. વાસ્તે સાધારણ જનસમાજ માટે ધર્માધર્મના નિર્ણયમાં શાસ્ત્રને જ પ્રમાણ માનવું પડશે. એ માટે જે લોકો એમ કહે છે કે 'મનને સારૂ લાગે તે તે કામ ધર્મ છે' તો આ તેમની અક્ષમ્ય અસાધારણ ભૂલ કહેવાય. વેદરૂપ શાસ્ત્ર એ નિર્વિકાર, અનંત કલ્યાણ ગુણમય પ્રભુની આજ્ઞા છે. માટે વેદ જે કરવા આજ્ઞા કરે તે

અક્ષરે અક્ષર માનનીય છે. વેદ જે ક્રિયા કરવા માટે કહે તેજ ધર્મ છે. અને વેદાનુકૂલ સ્મૃતિ, પુરાણ, વિગેરે શાસ્ત્રો પણ ઋષિમુનિઓનાં સાત્ત્વિક અંતઃકરણ સમયની આજ્ઞા જ છે, માટે તે બધાં પણ સર્વથા માનનીય છે. અને એ દ્વારા જે કર્તવ્ય પ્રાપ્ત થાય છે તે ધર્મ છે. એટલા જ માટે પ્રભુ શ્રીગીતોપનિષદ્‌માં આજ્ઞા કરે છે કે—'तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ' એ માટે ઓ પ્રિય અર્જુન! ધર્મ અને અધર્મની વ્યવસ્થા જાણવા માટે તારે શાસ્ત્રનું જ શરણ લેવું ઉચિત છે. માટે અમે પણ ધર્મનું લક્ષણ એવું જ કર્યું છે કે 'શાસ્ત્રે જે ક્રિયા કરવા કહ્યું હોય અને જે સ્વસ્વરૂપની રક્ષા કરનારી હોય તે જ ક્રિયા ધર્મ છે'.

સુખપ્રાપ્તિ અથવા ક્રમોન્નતિ અધિકારાનુસાર અનેક પ્રકારની હોય છે એ અમે પહેલાં કહી આવ્યા છીએ. કેટલીક સુખપ્રાપ્તિ અથવા ક્રમોન્નતિ તે સમય કે થોડી વખત સુધી સુખ અર્પે છે. પરંતુ તેનો પરિણામ દુઃખમય હોય છે. એવા સુખ અથવા ઉન્નતિને શાસ્ત્રમાં '**પ્રેયસ્**' શબ્દથી વ્યવહરે છે. અને કેટલાંક સુખ અથવા અભ્યુદયો એવાં હોય છે કે જેનું પરિણામ પણ સુખમય હોય છે. શાસ્ત્રોએ એવા સુખ અથવા અભ્યુદયને **શ્રેયસ્** શબ્દથી કહ્યું છે. અલ્પ બુદ્ધિવાળા લોકો પ્રેયસ્‌રૂપ સુખને ગ્રહે છે. અને પરિણામદર્શી મતિમાન્ મનુષ્યો શ્રેયસ્ સુખને જ ગ્રહણ કરે છે. ઉપનિષદ્‌માં કહ્યું છે કે—

**अन्यद्धि श्रेयोऽन्यदुतैव प्रेय ।**
**स्तेउभे नानार्थे पुरुषं सिनीतः ।**
**तयोः श्रेय आददानस्य साधु भवति ।**
**हीयतेऽर्थाद्यस्तु प्रेयो वृणीते ॥**

**काठकी श्रुति.**

અર્થાત્-શ્રેયઃસુખ અન્ય છે અને પ્રેયઃસુખ અન્ય છે. એ બંને પ્રકારનું સુખ મનુષ્યને અનેક વિષયોમાં ઉપાયો દ્વારા લગાવે છે. એ બંનેમાંથી જે લોકો શ્રેયઃસુખને ગ્રહણ કરે છે તેઓને દુઃખ રહિત સુખ મળે છે, અને જે લોકો પ્રેયઃસુખને ચાહી કર્મમાં જોડાય છે તો તેઓ માત્ર દુઃખના ભોક્તા બને છે.

પરિણામની પરીક્ષા લગભગ સર્વ લોકો કરે છે, પરંતુ જેની જેટલી બુદ્ધિ અને જેટલું સામર્થ્ય હોય તે પ્રમાણે જ તે સફળતા પ્રાપ્ત કરે છે. અત્યંત બુદ્ધિમાન્ ઋષિમુનિઓએ મોક્ષને બાદ કરી બધાં જ લૌકિક સુખોને દુઃખકોટિમાં ગણ્યાં છે. માટે જ તેઓએ ભગવદ્ધર્મોને જ પસંદ કર્યા છે. અસ્તુ.

એટલું બીજું પણ ધ્યાનમાં રાખવું કે વ્યવહારકાલમાં મનુષ્ય પોતાના કુટુંબનો, પોતાની જાતિનો, પોતાના સમાજનો અને પોતાના દેશનો અંશ છે, એક પ્રકારનો ટુકડો છે. માટે કુટુંબ, જાતિ, સમાજ અને દેશ પણ એનું સ્વરૂપ જ છે, સ્વરૂપની અંતર્ગત જ છે. તો જેમ પોતાના અભ્યુદય માટે ક્રિયા કરવી ધર્મ લેખાય તેમ કુટુંબ, જાતિ, સમાજ અને દેશના અભ્યુદય માટે ઉપાય કરવો પણ મનુષ્યનો ધર્મ છે. કુટુંબ, જાતિ સમાજ, અને દેશ, જ્યારે મનુષ્ય સ્વરૂપની અંતર્ગત છે, ત્યારે તેમની ઉન્નતિ માટે ઉપાય કરવો પણ ધર્મ જ લેખાય, અને તેમની અવનતિની કોઈ પણ ચેષ્ટા કરવી અધર્મ છે. એ કુટુંબ વિગેરેની અવનતિ થતાં કોઈ પણ આદમી પોતાની ઉન્નતિ સાધી શકતો નથી. જે ધર્મથી ફક્ત પોતાની જ ઉન્નતિ સધાતી હોય અને જાતિ, કુટુંબ કે દેશ પ્રભૃતિ રસાતલમાં જતાં હોય અર્થાત્ નષ્ટ થતાં હોય તો તે ધર્મ ધર્મ ન કહેવાય. પછી જોઈએ તો તે ધર્મ પોતાને હિતકર્તા કેમ ન હોય પણ તેથી જાત્યાદિની જો

અવનતિ થતી હોય તો તત્કાળ તે ધર્મ તજી દેવો. ધારો કે કોઇ મનુષ્ય એમ સમજે કે "મારી ઉન્નતિ માટે અથવા મારી સ્વરૂપરક્ષા માટે કરવામાં આવતું કર્મ જ ધર્મ છે, બીજું નહિ, અને આવું સમજીને કુટુંબ, જાતિ, સમાજ, કે દેશને કોઇ પણ રીતે સહાયતા ન કરે તો તે શું કદી પણ ઉન્નત થઈ શકે ખરો? નહિ જ. કારણ કે જેમ વૃક્ષ સમુદાય જ વન કહેવાય છે તેમ મનુષ્યનો સમૂહ જ કુટુંબ, જાતિ, સમાજ અથવા દેશ કહેવાય છે. તેમના પડી જવાથી પોતે પણ જરૂર પડવાનો જ, અને તે સર્વના અભ્યુદયથી પોતાનો પણ અભ્યુદય થાય છે. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

त्यजेदेकं कुलस्यार्थे ग्रामस्यार्थे कुलं त्यजेत् ।
ग्रामं जनपदस्यार्थे आत्मार्थे पृथ्वीं त्यजेत् । श्रीमद्भागवत ॥

કુલ (કુટુંબ) માટે એકનો પરિત્યાગ કરવો, ગ્રામને માટે કુટુંબને છોડવું, દેશને માટે ગામને પણ ત્યજવું, અને આત્માને–પ્રભુને માટે પૃથ્વી (સર્વ કાંઇ) પણ ત્યજવી જોઇએ.

જે મનુષ્ય વ્યવહારમાં છે તેણે આ વાતો ખાસ કરીને ધ્યાનમાં રાખવી જોઇએ. જે ધર્મથી માત્ર એક પુરૂષનું જ હિત થતું હોય અથવા માત્ર તેની જ સ્વરૂપરક્ષા થતી હોય અને કુલ, ગ્રામ, જનપદાદિનું અહિત થતું હોય તો એવી એક વ્યક્તિને અને તેવા ધર્મને છોડી દેવો. કારણ કે તે વ્યક્તિ તે કુલાદિનું જ અંગ છે. તેઓનું અહિત થવાથી તેનું પણ અહિત જ થશે; હિત નહિ. જે ધર્મ અથવા ચેષ્ટાથી કુલનો અભ્યુદય થતો હોય પણ જો ગ્રામ, જાતિ, અથવા સમાજનું અહિત થતું હોય તો એવા કુલને અને એવા ધર્મને ઝટ ત્યજી દેવો, કારણ કે કુલ એ ગ્રામાદિનું અંગ છે. તેમની ઉન્નતિ કે અવનતિની સાથે કુલની ઉન્નતિ કે અવનતિનો

સંબંધ રહેલો છે. એવી રીતે જે ક્રિયા અથવા ઉપાયથી ગ્રામ, જાતિ કે સમાજનો અભ્યુદય થતો હોય પરંતુ તેથી દેશભરનું અહિત થવાનો સંભવ હોય તો તે ગ્રામાદિ અને તેવા ધર્મને છોડતાં વિલંબ ન કરવો. કારણ કે તે સર્વ દેશનાં જ અંશ છે. ઉપર કહેલા શ્લોકનાં ત્રણ પદોનો આવો અર્થ થયો. અને પ્રવૃત્તિમાર્ગ (વ્યવહાર માર્ગ)-માં વિચરનાર મનુષ્યો માટે એ અતિ લાભકારી છે. નિવૃત્તિમાર્ગ–(મોક્ષ)સ્થ પુરૂષનાં આચરણને શ્લોકનું ચોથું ચરણ કહે છે. **'આત્મા (બ્રહ્મ) માટે સર્વ કાંઈ છોડી દેવું.'** આ શ્લોકનો ચતુર્થ પાદ નિવૃત્તિમાર્ગના ધર્મને કહે છે. પૂર્વમાં અમે કહી આવ્યા છીએ કે પોતપોતાનાં અધિકાર મુજબ ધર્મો વિધવિધ પ્રકારનાં છે. અસ્તુ. પ્રવૃત્તિમાર્ગમાં પોતે (પુરુષ) પોતાનું કુટુંબ, જાતિ, સમાજ, ગ્રામ અને દેશ એક બીજા સાથે અંગાંગીભાવ ધરાવે છે. માટે ધર્માચરણ કરતી વખતે પ્રત્યેક ધર્માગ્રહીએ કુટુંબ, ગ્રામ, જાતિ, સમાજ તથા દેશનાં પણ હિત તથા અહિત ઉપર પૂર્ણ ધ્યાન રાખવું જોઇએ. પોતાથી કુટુંબ, કુટુંબથી જાતિ, જાતિથી ગ્રામ અને ગ્રામથી બધો દેશ શ્રેષ્ઠ છે. માટે જે ધર્મથી પૂર્વપૂર્વની સ્વરૂપરક્ષા અથવા ઉન્નતિ પણ થતી હોય પણ જો ઉત્તરોત્તરની તેમ કરતાં અવનતિ આવી પડતી હોય તો તેવા ધર્મનો શીઘ્ર પરિત્યાગ જ શ્રેયસ્કર છે.

આવી રીતે પોતે પોતામાં પણ અર્થાત્–દેહ સહિત આત્મામાં પણ (એક વ્યક્તિમાં) સ્થૂળ શરીર, સૂક્ષ્મ શરીર અને આત્મા આ ત્રણેની અપેક્ષા રાખી પ્રવૃત્તિ કરવી શ્રેયસ્કર છે. સ્થૂલશરીરથી સૂક્ષ્મશરીર અને સૂક્ષ્મશરીરથી આત્મા પ્રધાન છે. જે ધર્મ, ક્રિયા કર્મ અથવા ચેષ્ટાથી સ્થૂળશરીરની સ્વરૂપરક્ષા અથવા ઉન્નતિ થતી હોય પરંતુ સૂક્ષ્મશરીર અથવા આત્માનો અપકર્ષ થતો હોય તે

તેવા ધર્મનો પરિત્યાગ કરવો. જે ધર્મથી સ્થૂળ તથા સૂક્ષ્મ શરીરનો અભ્યુદય પણ થતો હોય અને તે જો આત્માનો (બ્રહ્મ)નો વિરોધી હોય તો તેવા ધર્મને પણ ત્યજવો. આત્મા સાથે સંબંધ ધરાવનારો ધર્મ મોક્ષધર્મ (નિવૃત્તિ ધર્મ) છે, અને દેહ સાથે સંબંધ રાખનારો પ્રવૃત્તિ ધર્મ છે.

અમે પૂર્વમાં કહી આવ્યા છીએ કે જે લોકોએ કોઈ સ્વાર્થને કારણે આ ઉભય ધર્મને એક કરી રાખ્યા છે અથવા સમજી લીધા, છે તો તેઓ મૂર્ખ અથવા ઉપેક્ષા કરવા લાયક છે—દયનીય છે.

સ્થૂલ, સૂક્ષ્મ શરીરની શક્તિઓ જેમકે બુદ્ધિશક્તિ, વિચારશક્તિ, બલશક્તિ, પ્રવૃત્તિશક્તિ, વિગેરે. એમનો પણ અભ્યુદય અને પરાભવ ધ્યાનમાં રાખવો જોઈએ. એક શક્તિને ઉન્નત કરતા છતાં પણ અન્ય શક્તિઓનો નાશ કરનાર કર્મ અથવા ધર્મને ધર્મ કહી શકતા નથી. અને એવી રીતે અભ્યુદયની પ્રાપ્તિ પણ થતી નથી.

વ્યવહારમાં રહેનાર પુરૂષને આવી રીતે દેહધર્મ, મનુષ્યધર્મ, પુરૂષધર્મ, પિતૃધર્મ, પુત્રધર્મ, ભ્રાતૃધર્મ, સ્ત્રીધર્મ, કુટુંબધર્મ, જાતિધર્મ, સમાજધર્મ, દેશધર્મ, રાજધર્મ, વિગેરે ધર્મોને અનુકૂળ પડતું વર્તન કરવું પડે છે. એ બધાં એક બીજાં સાથે અંગાંગીભાવને પ્રાપ્ત કરે છે. માટે એનો વિરોધ કરી કોઈ પણ અભ્યુદયની પ્રાપ્તિ કરી શકતો નથી. જ્યાં એ ધર્મોમાં પરસ્પર વિરોધ આવી પડે ત્યાં જેનું પ્રાધાન્ય હોય તેની રક્ષા કરતાં ધર્માચરણ કરવું સમુચિત છે. સભ્યતા, જીવન, યશ વિગેરેનું પણ ક્યારે ક્યારેક અનુસરણ કરવું પડે છે, અને એ પણ ધર્મ જ છે. આવી રીતે અનેક પ્રકારનાં સબલ, દુર્બલ, ગૌણ, પ્રધાન, ધર્મોનાં વિરોધ અવિરોધનો અનંતકાલ પર્યંત વિચાર કરી સત્ય ધર્મના માર્ગને તારવી કાઢવો કાંઈ સાધારણ મનુષ્યનું કામ

નથી. સાધારણ બુદ્ધિ કે મનનું કામ નથી. જે લોકો ધર્મનો નિર્ણય કરતી વખતે મન અથવા બુદ્ધિને પ્રધાન સ્થાન અર્પે છે. બુદ્ધિ કે મનદ્વારા ધર્માધર્મનો નિર્ણય કરવા ચાહે છે તો તેઓને બીનસમાજના, હાસ્યાસ્પદ, તથા ધર્મ અને લોકોને ધ્વંસ કરવાવાળાં જ સમજવાં. જ્યારે થોડા સમય માટે એક અલ્પ કર્મોનાં બલાબલને. વિચાર કરતાં મનુષ્યની બુદ્ધિ બહેર મારી જાય છે અને હિતાહિતનો નિશ્ચય કરી શકતી નથી, તો પછી સર્વ મનુષ્યમાત્ર માટે સર્વ પ્રકારે ઉત્તમ ફલ ફળનાર કર્તવ્યનો નિર્ણય કરવાની કોની તાકાદ છે ? માટે આવી જગ્યાએ શાસ્ત્રનું શરણ લીધા સિવાય કોઇ પણ બીજો ઉપાય હોતો નથી. શાસ્ત્ર એ ઋષિમુનિઓનાં સત્ત્વગુણથી નિશ્ચય કરાયલો સિદ્ધાંત છે, નિર્દોષ નેત્ર છે. માટે જ પ્રભુશ્રી ગીતોપનિષદ્‌માં આજ્ઞા કરે છે કેઃ-

‘किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः’
‘तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ’
‘कर्मणोह्यपि बोद्धव्यं बोद्धव्यं च विकर्मणः ।
‘अकर्मणश्च बोद्धव्यं गहना कर्मणो गतिः ।
‘यः शास्त्रविधिमुत्सृज्य यजंते कामकारतः ।
न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम्। इत्यादि

અર્થ—શું કર્તવ્ય (ધર્મ) છે, શું અકર્તવ્ય (અધર્મ) છે, કઈ વખતે કર્મનો ત્યાગ કરવો જોઇએ—ચુપ બેસવું જોઇએ વિગેરે વિચારતી વખતે મોટા મોટા જ્ઞાની લોકો પણ જેઓ ભૂત ભવિષ્યવેત્તાઓ છે તેઓ પણ ભૂલથાપ ખાઇ બેસે છે.

કર્તવ્ય કર્મનો પણ નિશ્ચય કરવો ઉચિત છે, અકર્તવ્યનો પણ નિશ્ચય કરવો જરૂરી છે તથા કર્મ ત્યાગ પણ શું છે એ પણ જાણવું

જોઈએ. કારણ કે જગતમાં આવી શુદ્ધ કર્મની સમજ આવવી ઘણી જ કઠિન છે. માટે હે અર્જુન! પોતાના કાર્ય, અકાર્યની વ્યવસ્થા માટે તારે શાસ્ત્ર જોવું જ ઉચિત લેખાય. જે લોકો શાસ્ત્રની આજ્ઞાને છોડી મનની પ્રવૃત્તિ પ્રમાણે ધર્માચરણ કરે છે તો તેઓ ન તો પોતાની ઇચ્છાને પાર પાડી શકે છે અને નથી તેઓને સુખ મળતું તથા તેમને બીજો ઉત્તમ જન્મ પણ મળતો નથી.

અત્યંત સામાન્યબુદ્ધિવાળો જનસમાજ અનેક અધિકારીઓનાં અનેક પ્રકારનાં ધર્મોનું પ્રનિપાદન કરનારાં શાસ્ત્રોનાં આશયને સમજી શકતો નથી. માટે ઉત્સર્ગ તથા અપવાદોથી ભરેલાં સ્થાનોમાંથી ધર્મના વાસ્તવિક તત્ત્વને પોતાની બુદ્ધિદ્વારા કાઢી શકતો નથી. માટે એવા જનસમાજને માટે શિષ્ટાચાર જ પ્રમાણ છે. તે લોકો શિષ્ટાચારદ્વારા પોતાનાં કર્તવ્ય, અકર્તવ્યનો નિશ્ચય કરી શકે છે. કેવી અવસ્થામાં કેવા પ્રકારનો શિષ્ટાચાર પ્રમાણ છે એ અમે આગળ જઈ સમજાવીશું. શિષ્ટાચારની માફક આત્મસંતોષ પણ કર્તવ્યાકર્તવ્યના નિર્ણય કરવામાં પ્રમાણ છે. પરંતુ શિષ્ટાચાર અને આત્મસંતોષ અગર શાસ્ત્રને મળતાં હોય અર્થાત્ શાસ્ત્રથી વિરૂદ્ધ ન હોય તો જ ધર્મમાં પ્રમાણ મનાય છે, અન્યથા નહીં. આવી રીતે સર્વશાસ્ત્રો ધર્મલક્ષણના વિષયમાં સરખાં આશયવાળાં છે. એ અમે સંક્ષેપથી સ્પષ્ટ કરી દીધું. તો આટલા વિસ્તારથી એ સિદ્ધ થયું કે-**'જે દ્વારા સ્વરૂપની રક્ષા થતી હોય એવી શાસ્ત્રોક્ત ક્રિયા જ ધર્મ છે.'**

હવે અહીં એ વાતનો વિચાર કરવો છે કે જે સ્વરૂપની ધર્મદ્વારા રક્ષા કરવી છે તે સ્વરૂપ શું વસ્તુ છે. જો કે પૂર્વમાં અમે સ્વરૂપનું નિરૂપણ કરી આવ્યા છીએ, છતાં પણ આગળના વિષયને સરળ કરવા માટે

અહીં સ્વરૂપનો ફરી વિચાર કરીએ છીએ. મનુષ્યમાં બે પદાર્થ છે. **ક્ષેત્ર** અને **ક્ષેત્રજ્ઞ**–જીવ–આત્મા. દેહને ક્ષેત્ર કહે છે. ક્ષેત્ર (ખેતર)-માં જેવી રીતે અનેક પ્રકારની વનસ્પતિઓ, બીજ, ફલ, ફૂલ વિગેરે આપે છે, તેવી રીતે અનેક પ્રકારની કર્મવાસનાઓ આ દેહમાં વિવિધ ફલો આપે છે. માટે આ દેહને ક્ષેત્ર કહે છે. પંચમહાભૂત, અહંકાર, બુદ્ધિ, પ્રકૃતિ, મનસહિત એકાદશ ઇંદ્રિયો, પંચવિષયો, ઇચ્છા, દ્વેષ, સુખ, ધૃતિ દુઃખ, અને સપ્તધાતુઓ વિગેરે દેહના ભાગો છે. એ સર્વ દેહ જ ક્ષેત્ર કહેવાય છે. ક્ષેત્રજ્ઞસહિત ક્ષેત્રને જ મનુષ્ય કહે છે. એકલું ક્ષેત્ર ધર્મ કરવા અધિકારી નથી કેમકે તેમાં ચેતન નથી. અને ક્ષેત્રથી મુક્ત અર્થાત્ દેહ વગરનો કેવળ જીવ પણ ધર્માચરણ કરી શકતો નથી, કારણ કે દેહથી રહિત આત્મા પ્રાપ્ત થતો નથી. કદાચ દેહરહિત આત્મા પ્રાપ્ત થાય તો પણ તેને ધર્માચરણ કરવાની કોઈ આવશ્યકતા રહેતી નથી. 'માટે દેહસહિત આત્મા (મનુષ્ય) જ ધર્માચરણનો અધિકારી છે, અને દેહસહિત આત્મા જ સ્વરૂપ કહેવાય છે. જેની ધર્મદ્વારા રક્ષા કરવી છે.

પ્રત્યેક મનુષ્યને બે પ્રકારનો દેહ હોય છે: એક સ્થૂલ અને બીજો સૂક્ષ્મ. મનુષ્યોનાં દેહો એક બીજાને મળતા આવતા નથી અર્થાત્ જુદા જુદા ઘાટના હોય છે. દેવદત્તનો દેહ યજ્ઞદત્તથી એકદમ જુદી જાતનો દેખાય છે. જેમ ઉપરથી જુદો દેખાય છે તેમ અંદર પણ તેવો છે. આમ સર્વ મનુષ્યોનાં દેહો એક બીજાને કદી મળતા આવતા નથી, સર્વ ભિન્ન ભિન્ન હોય છે. કોઈનું શરીર ગોરૂં તો કોઇનું કાળું, કોઈનું મોટું તો કોઇનું પાતળું, કોઈનું કુર્તીલું તો કોઈનું સુસ્ત હોય છે. આમ ઇંદ્રિયોમાં પણ એક બીજાથી ભેદ હોય છે. આયુર્વેદ વિદ્યા જાણનાર ભિષગ્વરો (વૈદ્યો) સ્પષ્ટ કહે છે કે 'વાત, કફ અને પિત્ત આ ત્રણ દોષો તથા રસ, રુધિર, માંસ, મેદ, મજ્જા, શુક્ર અને

અસ્થિરૂપ ધાતુઓના ભેદથી અનંત પ્રકારનાં દેહોની રચના થઈ છે. અને દેહના જ ભેદોથી ઇંદ્રિયોમાં પણ અગણિત પ્રકારનો ભેદ આવી રહ્યો છે. આંતર ઇંદ્રિય (મન, ચિત્ત, અને બુદ્ધિ) પ્રભૃતિમાં પણ વિલક્ષણ સત્ત્વાદિ અને વાતપિત્તાદિના ભેદથી ભેદ હોય છે. કોઇનું અંતઃકરણ સત્ત્વપ્રધાન તો કોઇનું તમઃપ્રધાન હોય છે. સાત્વિક તથા રાજસ અંતઃકરણ હોવા છતાં કોઇનું વિશેષ તો કોઇનું અલ્પ હોય છે. કોઈ કોઈ વખતે આગંતુક સંગાદિ ગુણદોષોદ્વારા પણ અંતઃકરણ બદલાઈ જાય છે. કોઈનું અંતઃકરણ અનુરાગી તો કોઈનું વિરાગી, કોઈનું ચતુર તો કોઈનું મંદ, કોઈનું દયાર્દ્ર તો કોઇનું કઠોર, કોઇનું બીકણ તો કોઇનું સાહસી, કોઈનું લજ્જાશીલ તો કોઇનું ધૃષ્ટ હોય છે. આવી રીતે અંતઃકરણ તથા દેહોનાં ભેદોથી થયેલાં મનુષ્યોનાં અનંત ભેદોની મનુષ્ય અગર ગણના કરવા બેસે તો તેની બધી ઉમર ખલાસ થઈ જાય તો પણ તેનો પાર ન આવે. દેશ, ગ્રામ, નગર, સમાજ, જાતિ, કુલ વિગેરે નિમિત્તોથી પણ અંતઃકરણનાં પરિવર્તનો થયાં કરે છે. આમ મનુષ્યવિભાગ એક હોવા છતાં પણ દેહાંતઃ-કરણાદિ સર્વ અલગ અલગ હોવાથી તે જ મનુષ્યવિભાગ અનન્ત પ્રકારનો થઈ જાય છે. જો કે આવી રીતે મનુષ્યવિભાગ અનન્ત પ્રકારનો થઈ જાય છે તો પણ તે બધા સાથે સમાનતા પણ લાગેલી જ હોય છે. યદિ સર્વ મનુષ્યોમાં સમાનતા ન હોત તો કોઈ પણ એક બીજાને મનુષ્યરૂપે ઓળખી શકત નહિ. શરીરની સાથે પણ સમાનતા છે તેમ ઇંદ્રિયો સાથે પણ સમાનતા છે. સમાનતાથી જ (સામ્યથીજ) તો મનુષ્ય શરીરથી શરીરને, ઇંદ્રિયથી ઇંદ્રિયને જાણી લેય છે. આજ શરીરોના પારસ્પરિક ભેદ તથા સમાનતાને લઈ ઋષિ-મહર્ષિઓએ સામાન્ય અને વિશેષ ધર્મોનું નિર્માણ કર્યું છે. એ જ વાત થોડા ફેરફારથી આત્માઓના વિષયમાં પણ સમજવી. આત્મા-

ઓમાં જો કે પરિચ્છેદ સિવાય કોઈ પણ સ્વરૂપભેદ નથી તોપણ અંત:કરણ અને દેહનાં ભેદો લઇનેજ આત્મામાં પણ ભેદ માની લેવાયો છે. માટે જ મનુષ્ય અનંત પ્રકારનો છે એ સુપ્રસિદ્ધ છે. આવી રીતે જીવના અનેક પ્રકારનાં સ્વરૂપો છે તો તે અનેક સ્વરૂપોની રક્ષા માટે જ ત્રિકાલજ્ઞ ઋષિમુનિઓએ અધિકારાનુસાર અનેક જાતનાં ધર્મોનું નિર્માણ કર્યું છે. આ વાત કયો મતિમાન્ મનુષ્ય ન સ્વીકારે?

સત્ત્વ, રજસ, તથા તમોગુણ, વાત, પિત્ત, કફ, અને સપ્ત ધાતુઓનાં તારતમ્ય (ફરક)થી જુદા જુદા પ્રકારના સ્થૂલ સૂક્ષ્મ દેહોની સ્વરૂપરક્ષા માટે અને ક્રમશઃ એની ઉન્નતિ માટે વિદ્વાન્ વૈદ્યવર્યોએ અનેક જાતના આહાર, વિહાર અને ઔષધિઓની વ્યવસ્થા કરી છે. સ્વરૂપના ભેદથી આહાર વિહાર અને ઔષધિઓનો ભેદ પડે છે, એ સર્વને વિદિત છે. એકને જે વસ્તુ પથ્ય હોય છે તે વસ્તુ બીજાને પણ પથ્ય હોય એમ કોણ કહી શકે છે. ઘણી વખતે એવું જોવામાં આવે છે કે જે પદાર્થથી એકનો રોગ શાંત થાય છે, જ્યારે તે જ પદાર્થથી બીજાના પ્રાણ નીકળી જાય છે. એક આદમી મરચાં ખાઇને જીવે છે ત્યારે બીજો માણુસ મરચાંનું નામ સાંભળતાંની સાથે અસ્તવ્યસ્ત થઈ જાય છે. ઘી, પાણી, અન્ન એ સર્વને હિતકર વસ્તુ છે તથાપિ એ પણ જો અનધિકારીઓને આપવામાં આવે તો તેમનાં પ્રાણ લઈ લેય છે. શયન કોઇને માટે પથ્ય અને કોઇને માટે હાનિકારક સમજાયું છે. ભ્રમણ (ટહેલવું) કોઇને હિતકારક થઈ પડે છે ત્યારે તે કોઈને માટે મના કરવામાં આવે છે. કેટલાક આહાર, વિહાર, અને ઔષધ દેશ, કાલને અનુસરી લાભપ્રદ અને દુ:ખપ્રદ બંને હોઈ શકે છે. માટે તેઓનાં ગુણદોષોને બરોબર જાણનાર વિદ્વાનોએ તેમની યથાવસ્થિત વ્યવસ્થા કરી લીધી છે. યદ્યપિ શક્તિ

અને પુષ્ટિ સર્વ કોઇને જોઇએ છે, પરંતુ નિર્બલ મનુષ્યો માટે અર્થાત્ રોગીઓ માટે પહેલવહેલાં પૌષ્ટિક દવાઓ હાનિકારક હોય છે. કેટલાંક આગંતુક રોગો છે: જેમ કે જ્વર (તાપ). જ્યાં સુધી જ્વરાદિ દોષો શરીરમાં હોય છે ત્યાં સુધી વૈદ્યો અન્ન, પાણી વિગેરે આપવાનું મના કરે છે. પણ જ્યાં તે દોષો નિવૃત્ત થયાં કે પછી બલપોષણ-કારક અન્ન, દુધ, પાણી વિગેરે આપવાનો પ્રારંભ કરે છે. કોલેરા થયો હોય ત્યારે પાણીને જીવન સમજી થોડું પણ જો આપવામાં આવે તો સમજો કે પ્રાણ ખોઈ બેઠાં. આમ આયુર્વેદ શાસ્ત્રમાં મનુષ્યત્વ સર્વમાં સમાન રહેલું છે છતાં પણ દેહાદિનું પારસ્પરિક પાર્થક્ય પણ ખુબ સારી રીતે સમજાવ્યું છે; અને ધર્મશાસ્ત્રે એને અપનાવ્યું છે. આયુર્વેદપદ્ધતિ પ્રમાણે શરીર શરીરમાં સ્પષ્ટભેદો દેખાતા છતાં પણ તે બધામાં એક પ્રકારની સમાનતા (સામાન્ય) અને પરસ્પર ભેદ (વિશેષ)ને લઈ જેવી રીતે આયુર્વેદવેત્તાઓએ આહાર, વિહાર અને ઔષધિઓની વ્યવસ્થા બાંધી છે તેવી રીતે પુરાતન ઋષિમહ-ર્ષિઓએ શરીરની આ સમાનતા (સામાન્ય) અને વિભિન્નતા (વિશેષ)ને લઈ પોતપોતાના શાસ્ત્રોમાં સામાન્ય અને વિશેષ નાના ધર્મોની વ્યવસ્થા કરી છે. સામાન્ય અને વિશેષરૂપ સંઘાતો (શરીરો) માટે શું સામાન્ય તથા વિશેષ ધર્મોની વ્યવસ્થા કરવી ઉચિત નથી? મનુ-ષ્યત્વની રક્ષા કરનારાં સામાન્ય ધર્મો છે અને વિશેષ સ્વરૂપની રક્ષા કરનારાં વિશેષ ધર્મો છે.

કયો એવો અક્કલમંદ મનુષ્ય હોય કે જે સ્વસ્વરૂપ નાશક વિષભક્ષણ રૂપ કર્મમાં પ્રવૃત્ત થાય. સામાન્ય ધર્મ જ તો મનુષ્ય અને પશુઓમાં ભેદ દર્શાવે છે. એ તો સ્પષ્ટ આંખ આગળ તરી આવે છે કે મનુષ્યોમાં સમાજ વ્યવસ્થા છે અને પશુઓમાં તે નથી. સર્વ

સાથે મળી ઉન્નતિનાં સાધનો ખોળી કાઢવાં એ જેમ મનુષ્યોમાં જોવામાં આવે છે તેમ પશુઓમાં જણાતું નથી. અગર આવી સમાજ-વ્યવસ્થા ન રચાઇ હોત તો એક બીજાનાં પ્રાણ હરવામાં કોઇને જરા પણ સંકોચ ન આવત. અને એક બીજાનાં દુઃખમાં સહાયતા પણ ન કરત. એક બીજાની સ્રીનું હરણ, એક બીજાનું ધન ચોરી લેવું વિગેરે અનેકાનેક અનર્થો આવી પડત. સમાજવ્યવસ્થા વગર મનુષ્યપણું માલમ ન પડત. અગર બારીકીથી જોઇએ તો માલુમ પડશે કે સમાજવ્યવસ્થા સામાન્ય ધર્મોથી જ ઘડાઇ છે.

સત્ય બોલવું, જુઠું ન બોલવું, ચોરી ન કરવી, કોઇને દુઃખ (અહિંસા) ન પહોંચાડવું, ક્ષમા, દયા, બ્રહ્મચર્ય, વિગેરે સામાન્ય ધર્મોથી જ તો સમાજ વ્યવસ્થા છે. જે કોઇ આ ધર્મોનું બરાબર પરિપાલન કરે છે તો તે જ ધર્માગ્રહી કે સમાજ વ્યવસ્થાપક કહેવાય છે. અને જે કોઈ આ ધર્મોનું ઉલ્લંઘન કરે છે તે જ પાપી અથવા સમાજવિધ્વંસક રૂપે ઓળખાય છે. એવા પાપી પુરૂષને તો રાજા પણ દંડે અને ઇશ્વર પણ સખ્ત શિક્ષા આપે. રાજા સમાજના હકથી તો ઈશ્વર ધર્મવ્યવસ્થાથી શિક્ષા આપે છે.

સત્ય, દયા, તપ, પવિત્રતા, સહિષ્ણુતા, જ્ઞાન, મનોનિગ્રહ, ઇંદ્રિયોને સુમાર્ગપર દોરવી, કોઇને સંતાપવું નહિ, બ્રહ્મચર્ય, ત્યાગ (દાનાદિ) પઠન, સરળત;, સંતોષ, સમાનદૃષ્ટિ, સેવા, સ્રીસંગનો સંકોચ, મનુષ્યોમાં દુઃખાદિનો વિચાર, થોડું સમયોચિત અને મધુરૂં ભાષણ, સ્વસ્વરૂપનું સદા ચિંતન, પ્રાણીમાત્રને અન્નાદિથી સહાયતા કરવી, પ્રાણીમાત્રમાં વિશેષે કરી મનુષ્યોમાં દેવબુદ્ધિ રાખવી, પ્રભુનું શ્રવણ, કીર્તન, સ્મરણ સેવા, નમસ્કાર, દાસ્ય, હિતચિંતન, અને આત્મસમર્પણ આટલાં ત્રીસ પ્રકારના મનુષ્યમાત્રનાં સામાન્ય

ધર્મો છે, અને એ જ સમાજવ્યવસ્થા છે. એવો કયો સત્સમાજ છે કે જેમાં આ ઉક્ત વ્યવસ્થા ન હોય. લગભગ બધાંને ત્યાં આ ત્રીસ પ્રકારની સમાજવ્યવસ્થા રહેલી જ હોય છે. જેઓ આ સામાન્યધર્મોને-આ સમાજવ્યવસ્થાને યથાવત્ સ્વીકારે છે તો આ લોકમાં તેઓની ઉન્નતિ અવશ્ય થાય છે, અને પરલોકમાં પણ અતિશયરૂપ અદૃષ્ટદ્વારા તેઓને સુંદર જન્મસુખ મળે છે. અને જે લોકો આ નિયમોનો ભંગ કરે છે, તો તેઓને આ લોકમાં કોઈ લોકદ્વારા અથવા રાજા તરફથી જોઇએ તેવો દંડ મળે છે. અને દુર-દૃષ્ટ (ખરાબ અદૃષ્ટ અર્થાત્ દુઃખજનક અદૃષ્ટ) દ્વારા તેઓને બીજા જન્મમાં અથવા કાલાંતરમાં દુઃખ મળે છે. માટે સત્પુરૂષ લોકો ગુપ્ત રીતે પણ આ સમાજવ્યવસ્થાને તોડતા નથી. જેઓને ત્યાં પરલોક અથવા પાપપુણ્યની વ્યવસ્થા નથી તેઓ ગુપ્ત રીતે સમાજ-વ્યવસ્થાનો ભંગ કરવાને પાપ સમજતાં નથી. અસ્તુ, આવી રીતે એ ધર્મો મનુષ્યત્વની (સ્વરૂપની) રક્ષા કરવાવાળી સમાજવ્યવસ્થા સંબંધી અને આયુર્વેદ સંબંધી મનુષ્યમાત્રને લઈ કહ્યાં છે. માટે એ સામાન્ય ધર્મ કહેવાય છે.

જેમ મનુષ્યમાં મનુષ્યત્વ એ તેનું સામાન્ય સ્વરૂપ છે અને એની રક્ષા માટે સામાન્યધર્મો રચાયાં છે; તેમ મનુષ્યમાં બ્રાહ્મ-ણત્વ, ક્ષત્રિયત્વ, વિગેરે વિશેષાંશ પણ સ્વરૂપ છે. એ અમે પુર્વમાં કહી આવ્યા છીએ. આ વિશેષાંશની રક્ષા કરવા માટે સૃષ્ટિકાલથી તે આજસુધી વિશેષ ધર્મો ચાલ્યા આવ્યાં છે. વેદ તથા સ્મૃતિઓમાં કહ્યું છે કે-

ब्राह्मणोऽस्य मुखमासीत्, बाहू राजन्यः कृतः, उरूतदस्य यद् वैश्यः, पद्भ्यां शूद्रोऽजायत । यजुः । चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ।

तस्य कर्तारमपि मां विद्धि विद्ध्यकर्तारमव्ययम् ॥
ब्राह्मणक्षत्रियविशां शूद्राणां च परंतप ।
कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवैर्गुणैः ॥ गीतोपनिषत्

સૃષ્ટિની આદિમાં બ્રહ્માએ યજ્ઞ સહિત પ્રજાને પેદા કરીને તેઓને કહ્યું કે હે પુત્રો! આ ધર્મદ્વારા તમે તમારી પોતાની વૃદ્ધિ કરો, પ્રજાની ઉત્પત્તિ કરો. આ ધર્મ (યજ્ઞ) તમારી કામનાઓને પૂર્ણ કરનાર કામધેનુ છે એમ સમજો. એ વાત અમે પૂર્વમાં કહી આવ્યા છીએ કે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અને સ્ત્રી આ પાંચ પ્રકારની પ્રજા ઉત્પન્ન થઈ છે; તથા પોતપોતાનો કાર્યવ્યવહાર બરોબર ચાલે એટલા માટે છઠ્ઠી સંકર જાતિ પણ પેદા થઈ, એ વાત 'वर्षासु रथकारः' આ શ્રુતિથી માલુમ પડે છે.

અમારાં કેટલાક સુજ્ઞ મહાશયોનું કહેવું એવું છે કે 'આજે શૂદ્ર પણ ચાહે તો ઉત્તમ કર્મો કરી બ્રાહ્મણ થઈ શકે છે' વિગેરે વિગેરે. પરંતુ તેમનું આવું કથન 'चातुर्वर्ण्यं' આ ગીતા શ્લોકથી બીલકુલ વિરૂદ્ધ થઈ જાય છે. શ્લોકના ઉત્તર ચરણમાંનું 'गुणकर्मविभागशः।' આ પદ સ્પષ્ટ રીતે કહે છે કે કેવલ કર્મથી કોઇ પણ બ્રાહ્મણ, ક્ષત્રિય ઇત્યાદિ જાતિ બનાવી શકતો નથી અર્થાત્ પ્રાપ્ત કરી શકતો નથી. અહીં ગુણ શબ્દથી સત્ત્વ, રજસ તમસ આ પ્રાકૃત ગુણો લેવાય છે. પણ કાંઇ ગુણનો અર્થ દયા દાક્ષિણ્યાદિ લીધો નથી. દયા દાક્ષિણ્ય વિગેરે તો અંતઃકરણનાં ધર્મો છે અને ધર્મમાત્ર ક્રિયારૂપ છે એ વાત અમે પૂર્વ પ્રકરણમાં સવિસ્તાર વર્ણવી ચૂકયા છીએ. માટે દયા વિગેરે તો કર્મ શબ્દમાં જ આવી જાય છે. માટે ગુણશબ્દથી પ્રકૃતિનાં સત્વ, રજસ, અને તમસ આ ત્રણ ગુણો જ લેવાયા છે. આ ત્રણ પ્રાકૃત ગુણો જન્મથી જ પ્રાપ્ત થાય છે–આવે છે.

કારણ કે આસ્તિક માત્રનું એવું માનવું છે કે જીવની સાથે સૂક્ષ્મ દેહ મોક્ષ પર્યંત ચાલ્યો જ આવે છે. અને સૂક્ષ્મ દેહમાં જ આ ત્રણ પ્રાકૃત ગુણો સૂક્ષ્મરૂપે રહે છે. તે જન્મથી જ મનુષ્યમાં આવે છે પણ કાંઈ કર્મથી આવતાં નથી. યદ્યપિ સૃષ્ટિના પ્રારંભમાં એક માત્ર હંસ નામક જ વર્ણ હતી. તથાપિ તેમાં પણ આ ત્રણે પ્રાકૃત ગુણો તો હતાં જ. ભેદ માત્ર એટલો જ હતો કે તે સમયે રજસ્, તમસ્ અતિસૂક્ષ્મ હતાં તથા સત્વ ગુણ અતિ વિશેષ હતો. માટે તે વખતનાં તે મનુષ્યો બધાં જ દેવ તથા ઋષિતુલ્ય હતાં. ધીમે ધીમે તે તે ગુણાનુરૂપ સત્ત્વાદિ પુષ્ટ થયાં અને થોડાક સમયમાં જ તેજ મનુષ્યો ચાર વર્ણ વિભાગમાં વ્હેંચાઈ ગયાં. આવી રીતે જ્યારે પ્રાકૃત ગુણો સૃષ્ટિના પ્રારંભ કાલથી જ ચાલ્યાં આવે છે તો પછી કેવલ કર્મથી જાતિ શી રીતે માની શકાય. બીજી એ પણ એક વાત છે કે 'चातुर्वर्ण्यं' આ શ્લોકમાં 'मया सृष्टं' પદથી 'મેં સરજી' આમ પૂર્વમાં કહ્યું પછી વળી પાછા 'तस्य कर्तारमपि मां विद्धि' તેનો કરવાવાળો પણ મને જાણ આમ શા માટે કહ્યું. આ પુનરૂક્તિથી માલુમ પડે છે કે પ્રભુને માલુમ હતું કે આગળ કલિયુગમાં તત્ત્વ-ભ્રષ્ટ લોકો એવા પેદા થશે કે જેઓ ધૃષ્ટતાથી કહેં
'અમે પણ કર્મદ્વારા બ્રાહ્મણ, ક્ષત્રિય વિગેરે થઈ શકીએ છીએ.' તો તેઓનાં મુખમર્દન માટે જ પ્રભુએ કહ્યું કે-'ચાતુર્વર્ણ્યનો સરજ-નાર પણ હું છું બીજો કોઈ પણ એને સરજી શકતો નથી. બ્રાહ્મ-ણાદિ વર્ણોમાં પ્રાકૃત ગુણો ભેદ કરાવનારાં છે. અને તેમનાં કર્મો તે ભેદને દેખાડી આપે છે. કર્મોથી જ બ્રાહ્મણ બ્રાહ્મણને, અને કર્મોથી જ ક્ષત્રિય ક્ષત્રિયને ઓળખી શકે છે. આ વર્ણવિભાગનો શાસ્ત્રાર્થ અતિ મોટો છે. અહીં તો અમારે માત્ર ધર્મ શબ્દની જ વ્યાખ્યા

કરવી છે, એ માટે આ વિષયનો અહિં વિસ્તાર કરતા નથી. એનું સવિસ્તૃત નિરૂપણ અમે અમારા 'વર્ણદર્શનમાં કરીશું. અહીં તો ફક્ત એક મનુસ્મૃતિના વાક્યનો યથાર્થ અર્થ દેખાડી નિર્ણયનો નમુનો દેખાડી આપવો છે. સર્વ શાસ્ત્રોએ બ્રાહ્મણાદિ જાતિ જન્મ અને કર્મ ઉભયથીજ માની છે, પણ માત્ર એકલા જન્મથી કે માત્ર કર્મથી સ્વીકારી નથી. જે લોકો ફક્ત કર્મથી જાતિની ઉત્પત્તિ માને છે તેઓએ જન્મથી જાતિને કહેનારાં શાસ્ત્રોને ક્યાં તો વિનાકારણે ક્ષેપક કહેવાં પડ્યાં છે. અથવા ક્યાં તો તેમનો મૂર્ખતા ભરેલો અર્થ કરવો પડ્યો છે. તે લોકો કર્મથી જાતિ મનાવવામાં અથવા માનવામાં સહુથી પહેલાં 'शूद्रो ब्राह्मणतामेति ब्राह्मणश्चैतिशूद्रताम्' આ મનુ વચનને આગળ ધરે છે. પરંતુ તેમને ખબર નથી કે આ તેમના આગળ ધરેલાં મનુવચનથી તો ઉલ્ટું જન્મથી જાતિ સિદ્ધ થાય છે. આ શ્લોક વર્ણસંકર પ્રકરણનો છે. કેટલીક (સૂત પ્રભૃતિ) જાતિ એક બીજી વર્ણના મેળથી પેદા થઈ છે. ધર્મશાસ્ત્રોમાં આવી જાતિને 'સંકર જાતિ' શબ્દથી કહી છે.

તે સંકર જાતિ પ્રકરણમાં જ આ પૂર્વોક્ત વાક્ય છે. એની પૂર્વનો એક શ્લોક એવો છે કેઃ–

**'शूद्रायां ब्राह्मणो जातः श्रेयसा चेत्प्रजायते ।**
**अश्रेयान् श्रेयसीं जातिं गच्छत्यासप्तमाद्युगात् ॥**
**शूद्रो ब्राह्मणतामेति ब्राह्मणश्चैति शूद्रताम्,'** इत्यादि मनुस्मृतिः ।

**અર્થઃ**–શૂદ્ર કન્યામાં બ્રાહ્મણથી ઉત્પન્ન થયેલો પારશવ નામનો વર્ણ છે એ અમે પૂર્વમાં કહી ચૂક્યા છીએ. અને એ સંકર હોવાથી અશ્રેયાન્ કહેવાય છે. એમાં માતૃસંબંધથી શૂદ્રત્વ છે, અને પિતૃસંબં

ધથી બ્રાહ્મણત્વ છે. જો કે એ સંકર નામની પાંચમી વર્ણ છે, તથાપિ એને કોઈ પણ પ્રકારે ઉપચારથી બ્રાહ્મણ શબ્દથી તથા શૂદ્ર શબ્દથી પણ કહી શકીએ છીએ. આ અશ્રેયાન્, શ્રેયો વર્ણની સાથે સંબંધ રાખવાથી સાતમા જન્મમાં શુદ્ધ બ્રાહ્મણ થાય છે. પારશવની કન્યાને બ્રાહ્મણ પરણ્યો હોય અને તેથી થયેલી કન્યાને વળી બ્રાહ્મણ પરણે આમ છ પેઢી સુધી પરણે તો સાતમો પુત્ર શુદ્ધ બ્રાહ્મણ થાય છે. સાતમા જન્મમાં માતૃદોષ સમૂલ નષ્ટ થઈ જાય છે. વચમાંના બધા પુત્રો યથાકથંચિત સંકર જ રહે છે, કારણ કે તેમાં શૂદ્રપણાનો સંબંધ ચાલ્યો આવે છે. આવી રીતે પારશવ પુરૂષ અગર સાત જન્મ સુધી શૂદ્ર જાતિની કન્યા પરણતો રહે તો સાતમા જન્મમાં જે પુરૂષ પેદા થશે તેમાંથી બ્રાહ્મણત્વનો અંશ સમૂલ નષ્ટ થઈ જાય છે અને તે શુદ્ધ શૂદ્ર જ થશે. 'प्रजायते' આ શબ્દથી કન્યાપરંપરા જ અભીષ્ટ છે, કારણ કે જનન સ્ત્રીમાં જ સંભવિત છે. આ જ આશયને લઈ મનુ મહારાજે કહ્યું છે કે:–'शूद्रो ब्राह्मणतामेति ब्राह्मणश्चैति शूद्रताम्' અર્થાત્–શૂદ્ર બ્રાહ્મણપણાને અને બ્રાહ્મણ શૂદ્રપણાને પ્રાપ્ત થાય છે. યાજ્ઞવલ્ક્ય મહર્ષિએ પણ એ જ સંકર પ્રકરણમાં કહ્યું છે કે:–'जात्युत्कर्षो युगे ज्ञेयः पञ्चमे सप्तमेऽपि वा' એનો પણ એ જ અર્થ થાય છે કે યદિ બ્રાહ્મણથી ક્ષત્રિય સ્ત્રીમાં કન્યા, અથવા ક્ષત્રિયથી વૈશ્ય સ્ત્રીમાં કન્યા ઉત્પન્ન થઈ હોય અને તેને યથાક્રમ ક્ષત્રિય તથા વૈશ્ય સાથે પરણાવી હોય અને આમ પાંચ પેઢી સુધી પરણતી રહે તો પાંચમા જન્મમાં જે પુરૂષ થાય તે શુદ્ધ ક્ષત્રિય અથવા શુદ્ધ વૈશ્ય થાય છે. બીજું બ્રાહ્મણથી શૂદ્ર કન્યામાં આવી રીતે શ્રેયઃસંબંધથી સાતમા જન્મમાં ઉત્પન્ન થયેલો પુત્ર શુદ્ધ બ્રાહ્મણ થાય છે અને અશ્રેયઃસંબંધથી સાતમા જન્મમાં થયેલો પુત્ર શુદ્ધ શૂદ્ર થાય છે. માટે કહેવું પડે છે કે:–

'शूद्रो ब्राह्मणतामेति ब्राह्मणश्चैति शूद्रताम्' વિગેરે વાકયોથી માત્ર કર્મથી, અથવા થોડું ઘણું હવનાદિ કર્મ કરવાથી વર્ણનું પરિવર્તન કરવું સિદ્ધ થતું નથી. ઉક્ત વાકયોથી તો જન્મથી જ બ્રાહ્મણાદિ વર્ણ થાય છે એ દૃઢ થાય છે.

તો હવે આટલા વિસ્તારથી એ સિદ્ધ થઈ ચૂકયું કે શરીરના સામાન્ય સ્વરૂપાંશને લઈ જેમ તેની રક્ષા માટે સામાન્ય ધર્મોનું નિર્માણ થયું છે, તેવી રીતે જન્મથીજ પિતા માતાના વીર્ય તથા રજોદ્વારા પ્રાપ્ત થયેલા, સત્ત્વાદિ ગુણોના ભેદથી આ શરીરમાં કાંઈ વિશેષ (વિભિન્ન) સ્વરૂપ પણ છે. અને એ વિશેષ સ્વરૂપની રક્ષા અથવા ઉન્નતિ માટે શાસ્ત્રકારોએ વિશેષ ધર્મો પણ કહ્યાં છે. મનુષ્યોમાં પણ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, સંકર, અને સ્ત્રી તથા બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ, અને સંન્યાસી આટલા વિશેષો છે. એ વિશેષોને માટે બ્રાહ્મણધર્મ, ક્ષત્રિયધર્મ, વિગેરે વિશેષ ધર્મો છે. જેમ સર્વ મનુષ્ય હોવા છતાં પણ બ્રાહ્મણથી ક્ષત્રિયમાં અને ક્ષત્રિયથી બ્રાહ્મણમાં એક પ્રકારનો વિશેષ (વિભિન્નતા) રહ્યો છે, તેમ એક બીજો સંબંધકૃત વિશેષ પણ છે અને એ સંબંધરૂપ વિશેષની રક્ષા માટે સંબંધધર્મો પણ અનેક કહેવાયા છે. પિતૃધર્મ, માતૃધર્મ, ભ્રાતૃધર્મ, મિત્રધર્મ વિગેરે સંબંધધર્મો કહેવાય છે. સ્ત્રીઓ બધી સરખી છે છતાં પણ એવો કયો મૂર્ખ હોય કે જે પત્નીધર્મ અને માતૃધર્મ બંનેને એક કરી બેસે. માતામાં માતૃત્વરૂપ વિશેષ અલગ છે અને પત્નીમાં પત્નીત્વરૂપ વિશેષ ભિન્ન છે. માટે તે બન્નેનાં ધર્મો પણ ભિન્ન ભિન્ન છે. હવે અગર કોઈ અક્કલશિરોમણિ 'સ્ત્રીઓ બધી એક જ છે' આવી ઉદાર ભાવનાના આવેશમાં આવી પત્નીને યોગ્ય એવા ધર્મોનો માતા સાથે વ્યવહાર કરવા લાગે તો તે મહાપાપી અથવા પશુરાજ શું નહિ કહેવાય?

માટે માનવું પડશે કે મનુષ્ય માત્રમાં સામાન્ય સ્વરૂપાંશ પણ છે અને વિશેષ સ્વરૂપાંશ પણ છે. અને માટે જ શાસ્ત્રકારોએ એ ઉભયપ્રકારનાં સ્વરૂપોની રક્ષા કે ઉન્નતિના અર્થે જે ધર્મો રચ્યા છે તે બરાબર જ છે.

હવે અમે વિશેષ ધર્મો સંબંધી થોડું બીજું પણ અહીં લખવા સમુચિત સમજીએ છીએ. જેમ સામાન્ય ધર્મોમાં કર્મ, જ્ઞાન, ઉપાસના અને ભક્તિરૂપ ધર્મો છે તેમ વિશેષ ધર્મોમાં પણ તે કર્માદિ ચતુષ્ટય ધર્મો છે. કર્માદિ ચારની સાથે સંબંધ ધરાવનાર ધર્મોના બે વિભાગ પડે છે. એક સકામ અને અન્ય નિષ્કામ. કર્મસંબંધી ધર્મો શ્રૌતધર્મ અને સ્માર્તધર્મ છે; અને તે પણ સકામ અને નિષ્કામ ભેદથી બે પ્રકારનાં હોય છે. જ્ઞાન સંબંધી ધર્મો પણ સકામ અને નિષ્કામ છે. તેમ ઉપાસના સંબંધી ધર્મો પણ સકામ નિષ્કામ ભેદથી બે પ્રકારના છે; તથા ભક્તિ સંબંધી ધર્મો પણ સકામ તથા નિષ્કામ હોય છે. કર્મનું નિરૂપણ અમે પૂર્વમાં કરી આવ્યા છીએ. ફલરૂપ જ્ઞાન જો કે ક્રિયા ન હોવાથી ધર્મ કહેવાય નહિં, તો પણ વૃત્તિરૂપ જ્ઞાન અને સાધનાત્મક જ્ઞાન તથા જ્ઞાનનાં સાધનો એ સર્વ ધર્મ કહી શકાય છે. આનંદાનુભવ થવો એ ફલરૂપ જ્ઞાન છે અને એ જ આત્માનું સ્વરૂપ છે. ઉપનિષદ્‌માં મુખ્યતઃ (પ્રધાનપણે) આત્મ શબ્દ પરબ્રહ્મવાચક છે. અક્ષર, બ્રહ્મ, જીવ, દેહ, વિગેરે પદાર્થોને માટે પણ આત્મ શબ્દ ઘણી જગ્યાએ વપરાયો છે. પરંતુ એ સર્વ આત્મશબ્દના ગૌણ અર્થો છે, મુખ્ય અર્થ તો પરબ્રહ્મ જ છે.

આનંદાનુભવની જે સ્ફૂર્તિમાં આદિ, અંત, તોલ, માપ, સાદૃશ્ય વિગેરે પ્રાકૃત વાતો બીલકૂલ ન હોય તે અગાધ આનંદાનુભવને જ પરબ્રહ્મ કહે છે. વેદમાં એને આત્મા, બ્રહ્મ, પરબ્રહ્મ વિગેરે શબ્દોથી વ્યવહર્યો છે. સ્મૃતિમાં એને પરમાત્મા શબ્દથી ઓળખ્યો છે, અને

શ્રીભાગવત વિગેરે પુરાણોમાં એને જ ભગવાન્ વિગેરે શબ્દોથી જાણ્યો છે. અસ્તુ. અહીં આનંદાનુભવમાં બે પદાર્થો એક થઈ રહ્યા છે. એક આનંદ અને બીજો અનુભવ આ વાત 'आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन' અહીં 'आनंदं विद्वान्' કહી આનંદ અને અનુભવને જુદો કહ્યો છે. લોકમાં પણ પ્રીતિ અને અનુભવ બંને અલગ અલગ સ્પષ્ટ પ્રતીત થાય છે. આ પરબ્રહ્મરૂપ આનંદાનુભવનું જ શ્રુતિએ આવી રીતે વર્ણન કર્યું છે કે:—'सत्यं विज्ञानमानंदं ब्रह्म' 'यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह' સત્તા, અનુભવ, અને આનંદ ત્રણે બ્રહ્મરૂપ છે તથા પરસ્પર અવિનાભૂત છે માટે તેમનું અલગ થવું અસંભવિત છે.

જે આનંદાનુભવની સ્ફૂર્તિમાં આનંદ ગણિત હોય તેને અક્ષરબ્રહ્મ કહે છે અને કોઈ કોઈ સ્થળે એને જ બ્રહ્મ, ધામ, મહાજીવ વિગેરે શબ્દોથી પણ નિર્દેશ્યો છે. એ વાત 'ये ते शतं प्रजापतेरानंदा: स एको ब्रह्मण आनंद:' 'तद्धाम परमं मम' વિગેરે શ્રુતિ સ્મૃતિઓથી સ્પષ્ટ થાય છે. તથા જે સ્ફૂર્તિમાં આનંદ તિરોહિત (ઢંકાયલો) હોય અને સત્વ સ્વલ્પ (થોડું) હોય તથા અનુભવની માત્રા પ્રધાન હોય તો તે જીવ કહેવાય છે. આવી રીતનો આ ફલરૂપ અનુભવ છે. સાધનરૂપ જ્ઞાન અનેક પ્રકારનું છે, શ્રવણ, મનન, નિદિધ્યાસન, અમાનિત્વ, અદંભિત્વ, શમ, દમ વિગેરે. આ બધા સાધનો ક્રિયારૂપ હોવાથી ધર્મ જ કહેવાય છે. તથા એ સકામ પણ હોય છે અને નિષ્કામ પણ હોય છે.

ઉપાસના પણ ધર્મ છે. તે ફલાવસ્થામાં જ્ઞાનરૂપ થઈ જાય છે, માટે ઉપાસના જ્ઞાનનું અંગ છે. જેનું ફળ સમાન હોય અર્થાત્ એક હોય તે અંગ કહેવાય છે; અથવા તે ઉપાસના પરાર્થ—જ્ઞાનાર્થ હોવાથી જ્ઞાનનું અંગ છે. ઉપાસનાનું ફળ ચિત્તશુદ્ધિ છે. કોઈ પણ વસ્તુનું જેવું

સ્વરૂપ હોય એવા સ્વરૂપને કમ હોવા છતાં પણ ઉત્કૃષ્ટ માની સત્કાર પૂજા ઇત્યાદિ જે કરવું તેનું નામ ઉપાસના છે. વેદમાં કહ્યું છે કેઃ– 'अन्नं ब्रह्म' અહીં 'सर्वं खल्विदं ब्रह्म' આ વાક્ય પ્રમાણે વાસ્તવમાં અન્ન બ્રહ્મ છે, પરંતુ અજ્ઞાની લોકો એવું સમજતા નથી. આવી જગ્યાએ અન્નને બ્રહ્મ સમજી જે કાંઇ એનો સત્કાર, પૂજા વિગેરે કરવામાં આવે તેનું નામ ઉપાસના છે. કેટલાક કહે છે કેઃ–'अतस्मिँस्तत्त्वारोपेणोपचार-करणमुपासना' અર્થાત્ વસ્તુના સ્વરૂપને અન્યથા (વસ્તુના મૂળ સ્વ-રૂપથી ભિન્ન પ્રકારે) માની જે સત્કાર પૂજા વિગેરે કરવું તે ઉપાસના છે. જેમ 'अन्नं ब्रह्म' અહીં અન્ન બ્રહ્મ નથી તો પણ તેમાં બ્રહ્મનો આરોપ કરી અર્થાત્ બ્રહ્મરૂપે સ્વીકારી જે પૂજા પ્રભૃતિ કરાય છે તે ઉપાસના છે. મૂર્તિ બ્રહ્મ નથી તો પણ તેમાં બ્રહ્મત્વનો આરોપ કરી અર્થાત્ તેને બ્રહ્મ માની જે તેની પૂજા વિગેરે કરવામાં આવે છે તેને ઉપાસના કહે છે. આ ઉપાસના પણ ચિત્તશુદ્ધિને માટે જ કરવામાં આવે છે; પણ આવું તેમનું કહેવું સુચારૂ નથી. 'पुरुष एवेद९ सर्वम्' વિગેરે શ્રુતિઓ સ્પષ્ટરૂપે જ્યારે જગત્‌ને બ્રહ્મરૂપે વર્ણવી રહી છે, તો પછી અન્ન અને મૂર્તિ બ્રહ્મ શા માટે ન થઈ શકે? જ્યારે જગત્ બ્રહ્મ છે તો પછી તેની અંદર આવેલું અન્ન તથા મૂત પણ બ્રહ્મ જ છે. અગર હઠાગ્રહથી એ ઉભયને બ્રહ્મ ન માનશો તો એથી ફલપ્રાપ્તિ પણ કાંઈ થવાની નથી. જે ધર્મનો પાયો જ અસત્ય-પર ચણાયો હોય તો એવા ધર્મથી ઉત્તમ ફલની આશા રાખવી મોટી જબરી ભૂલ કહેવાય. વળી એવી અસત્ય ઉપાસનાથી ચિત્તશુદ્ધિ પણ થતી નથી. અને જ્ઞાન પણ થતું નથી, પ્રત્યુત (ઉલટું) પાપ થવાની જ સંભાવના રહે છે. ઉપનિષત્‌માં 'योऽन्यथा सन्तमात्मानं' વિગેરે શ્રુતિ વાક્યો કહે છે કે 'અન્યથા સ્વરૂપ બ્રહ્મને જે કોઈ અન્યથા સ્વીકારે

છે તો તે પાપીએ કર્યું પાપ કર્યું ન કહેવાય? અર્થાત્ તે ચોરે સર્વ પાપો કર્યાં છે. માટે થોડું કે ઘણું બ્રહ્મરૂપ દેખાતા છતાં પણ અન્ન તથા મૂર્તિ વાસ્તવમાં બ્રહ્મરૂપ જ છે; અને તેને બ્રહ્મ માની જે કંઈ સત્કાર, પૂજા વિગેરે કરવું તેનેજ ઉપાસના કહેવી ઉચિત છે. આવીજ ઉપાસના કરવાથી ચિત્તશુદ્ધિ તથા જ્ઞાનપ્રાપ્તિ થાય છે. ઉપાસના પરાર્થ છે અર્થાત્ જ્ઞાન માટે છે. વાસ્તે તે જ્ઞાનનું અંગ છે. એ માર્ગ (ઉપાસના માર્ગ) સ્વતંત્ર નથી. અંતઃકરણના ભેદોથી ઉપાસના ધર્મ પણ ભિન્ન ભિન્ન પ્રકારનો છે. ઉપાસના તથા ભક્તિ એ બંને એક બીજાથી જુદા માર્ગો છે. પૂજામાર્ગ તથા ઉપાસનામાર્ગ એ બંને એક છે. એ ઉપાસના માર્ગ પણ સકામ–નિષ્કામભેદથી બે પ્રકારનો છે. શ્રીમદ્ભાગવતના દ્વિતીયસ્કંધના ત્રીજા અધ્યાયમાં 'ब्रह्मवर्चसकामस्तु' ઇત્યાદિ શ્લોકોથી સકામ ઉપાસનાનું વર્ણન કરવામાં આવ્યું છે. અને એકાદશ સ્કંધના સત્તાવીશમાં અધ્યાયમાં 'मदर्चां संप्रतिष्ठाप्य मंदिरं कारयेद् दृढम्' ઇત્યાદિ શ્લોકોદ્વારા નિષ્કામ ઉપાસનાનું નિરૂપણ કર્યું છે; અને એનું (નિષ્કામ ઉપાસનાનું) ફલ સારૂપ્ય (સમાન રૂપ મળવું તે) છે. બીજું એ પૂજા પ્રભુમાં જો સ્નેહપૂર્વક કરવામાં આવે તો તેથી ભક્તિની પ્રાપ્તિ થાય છે. જે લોકો ભક્તિમાર્ગ તથા ઉપાસના માર્ગને એક સમજે છે તો તેઓની આ સમજ ભૂલ ભરેલી છે. ભક્તિમાર્ગનું વર્ણન તો અમે આ દર્શનના ચતુર્થ ભાગમાં કરીશું. આવી રીતે ઉપાસનામાર્ગનાં ધર્મો પણ અધિકારાનુસાર ભિન્ન ભિન્ન પ્રકારનાં છે.

તો હવે આટલા ગ્રંથવિસ્તારથી એ માલુમ થઈ ગયું હશે કે–**'સ્વરૂપરક્ષા અથવા સ્વરૂપનો અભ્યુદય તથા નિઃશ્રેયસ કરાવનારી શાસ્ત્રોક્ત ક્રિયા જ ધર્મ છે.'** જે બ્રાહ્મણાદિ ધર્મોનો અમે અહીં વિચાર કરવા બેઠા છીએ તેનું પણ ધ્રુવબિંદુ

આજ લક્ષણ છે. બ્રાહ્મણનું બ્રાહ્મણપણું, અને ક્ષત્રિયનું ક્ષત્રિયપણું જે શાસ્ત્રોક્ત ક્રિયા અથવા કર્મથી કાયમ (સુરક્ષિત) રખાશે તે જ ધર્મ છે. આવી રીતે વૈશ્ય તથા શૂદ્રનું વૈશ્યપણું અને શૂદ્રપણું જે તેમનો સ્વરૂપભૂત કે સ્વાભાવિક ધર્મ છે તેની જેથી રક્ષા થશે તે જ કર્મ ધર્મ કહેવાય છે. અને જે ક્રિયાથી બ્રાહ્મણ વિગેરેનું સ્વરૂપ નષ્ટ થઈ જાય છે તે કર્મ અધર્મ કહેવાય છે. બ્રાહ્મણ વિગેરેનું તે સ્વરૂપ દેવરૂપ છે કે જાતિરૂપ છે એ અમે કોઈ અન્ય સમયે કહીશું. આવી રીતે સામાન્ય ધર્મોમાં જે ક્રિયા અથવા કર્મ મનુષ્યના મનુષ્યત્વને સુરક્ષિત રાખે, સભ્યોની સભ્યતાને બરોબર નિર્બાધ રાખે તેજ મનુષ્યોનો ધર્મ છે અને તે જ સભ્યોનો પણ ધર્મ છે. હવે બ્રાહ્મણનો જે કોઈ શાસ્ત્રોક્ત કે શિષ્ટપ્રસિદ્ધ બ્રાહ્મણ્ય નામનો ધર્મ છે તો તેનું રક્ષણ કરનારી-તેને સ્થિર રાખનારી જે ક્રિયાઓ, કર્મ અથવા રીતિઓ છે તે સર્વ બ્રાહ્મણ માટે ધર્મ છે. અને જે કાંઈ તે બ્રાહ્મણ્યથી વિપરીત છે તે સર્વ રીતિઓ અથવા કર્મ અધર્મ છે. બ્રાહ્મણના ધર્મો ક્ષત્રિય માટે અધર્મ કહેવાય, કારણ કે તેમાં (ક્ષત્રિયમાં) તે બ્રાહ્મણત્વ નામનો વિશેષાંશ છે જ નહિ. એવી રીતે શૂદ્રાદિનાં ધર્મો બ્રાહ્મણ માટે અધર્મ છે. કારણ તેમાં તે વિશેષાંશ નથી. આજ વાત ચારે વર્ણ તથા ચારે આશ્રમો માટે પણ સમજી લેવી. ગૃહસ્થનું ગૃહસ્થપણું જે કર્મથી સચવાઈ રહે તે કર્મ તેનો ધર્મ છે, અને તેથી ઉલટાં રીતરીવાજો અધર્મ કહેવાય છે. ક્ષત્રિયના ક્ષત્રિયપણાની નિર્બાધ રક્ષા થતી રહે, અને અર્જુનના સ્વરૂપની હાનિ ન થાય એટલા જ માટે તો પ્રભુશ્રીએ ગીતામાં અર્જુનની બ્રાહ્મણધર્મ ગ્રહણ કરવાની ઇચ્છાને મોહ કહ્યો. અને માટે જ તેને સમજાવ્યો કે ઓ અર્જુન! તું ક્ષત્રિય છે, યુદ્ધ કરવું જ તારો ધર્મ કહેવાય. યુદ્ધરૂપ ધર્મથી તારા

સ્વરૂપની રક્ષા થશે. કાવ્યસૂત્રકાર મહર્ષિ અને સર્વશાસ્ત્રકાર ઋષિ-મુનિઓએ શૂદ્રને વેદાધ્યયન કરવાનો પ્રતિષેધ કર્યો છે. તો તેમનો પણ આમ કહેવાનો એ જ આશય છે કે એથીજ શદ્રનું શૂદ્રપણું સુરક્ષિત રહે છે. વધારે શું કહીએ, જ્યાં ક્યાંય પણ જેટલાં વિધિ નિષેધ વચનો જોવામાં આવે છે તે સર્વ પોતપોતાના સ્વભાવિક સ્વરૂપભૂત ધર્મોની રક્ષા કરવા માટેજ છે. એજ વાતને પ્રકારાંતરથી કહીએ છીએઃ—

मुखबाहूरुपादेभ्यः पुरुषस्याश्रमैः सह ।
चत्वारो जज्ञिरे वर्णा गुणैर्विप्रादयः पृथक् ॥
य एषां पुरुषं साक्षादात्मप्रभवमीश्वरम् ।
ते भजन्त्यवजानन्ति स्नानाद्भ्रष्टाः पतन्त्यधः ॥
एत आत्महनोऽशान्ता अज्ञाने ज्ञानमानिनः ।
सीदन्त्यकृतकृत्या वै कालध्वस्तमनोरथाः ॥

श्रीमद्भागवतम् ।

स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विंदति मानवः ।
सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।
अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक ॥

श्रीगीतोपनिषत् ।

**અર્થઃ**—પરબ્રહ્મ પરમાત્માએ પોતાની ક્રીડારૂપ આ જગત્‌ના સર્વ વ્યવહારોને યથાનિયમ ચલાવી રાખવા માટે મુખ, હસ્ત, જંઘા, અને ચરણોથી ક્રમશઃ બ્રાહ્મણ વિગેરે ચાર વર્ણો અને ગૃહસ્થ વિગેરે ચાર આશ્રમો ઉત્પન્ન કર્યાં.

પોતાની ક્રીડાને તથા જગત્‌ના વ્યવહારોને યથાવસ્થિત ચાલવા માટેજ પરમાત્માએ સર્વ જીવોને બનાવ્યા છે. સાંકર્યરહિત

આપોઆપ એમના વ્યવહારોથી જ તેઓનાં સર્વ કામો બનતાં રહે એ માટે તેમના ધર્મોની રચના થઈ. તે પરમપુરુષની આજ્ઞાથી એ લોકો પોતપોતાના ધર્મોદ્વારા એક બીજાને સહાયતા પહોંચાડે છે. અને પોતાનું તથા સર્વ જગતનું આવી રીતે કાર્ય ચલાવે છે. પોતાને પેદા કરનાર સર્વસમર્થ ઈશ્વરની આજ્ઞાનું બરોબર પાલન કરવું એ જ તે પ્રભુનું પૂજન તથા સેવન કહેવાય છે. પોતપોતાના કર્મોદ્વારા પિતાની સેવા કરવાથી જ મનુષ્ય સિદ્ધિને પામે છે. લોકમાં પણ એક એવી રીત છે કે સેવક પોતાના સ્વામીએ બતાવેલી નોકરીનું કામ બરોબર જો કરતો રહે છે તો તેના કરતાં પણ ઉંચું પદ તે મેળવે છે, તેની અભિવૃદ્ધિ થાય છે. અને જે કોઈ પોતાનું કામ બરોબર બજાવતો નથી તો તેને ત્યાંથી પણ નીચે ફકી દેવામાં આવે છે. આજ નિયમને અનુસરી જો શૂદ્ર પણ પોતાના સ્વામી પરમપિતા પરમાત્માએ દેખાડેલી સેવાનું અર્થાત્ પોતપોતાનાં ધર્મોનું ઠીક રીતે પાલન કરતો રહે તો તેને બીજા જન્મમાં તેની નોકરી (ધર્મપાલન) પ્રમાણે વૈશ્યજન્મ અથવા તો ક્ષત્રિય જન્મ પ્રાપ્ત થાય છે. અને અગર તે ઈર્ષ્યાથી અથવા કોઈ મોહમાં ફસાઈ કોઈ પણ આપત્તિ સિવાય વ્યર્થ સ્વધર્મને છોડી દેય તો તે તેથી પણ નીચી યોનિમાં આવી પડે છે. અને તે અહીં સુધી કે ફરી તેને તેના અપરાધ મુજબ પશુ, પક્ષી, વૃક્ષ અને પત્થર થઇને પણ પડવું પડે છે અર્થાત્ જે પશ્વાદિ યોનિ તમોગુણી કે અતિ તમોગુણી સ્થાન છે તે તેને મળે છે. આવી રીતે બ્રાહ્મણ ક્ષત્રિય વિગેરે વર્ણો તથા બ્રહ્મચર્ય, ગૃહસ્થતા, ઇત્યાદિ આશ્રમોમાં પણ ક્રમશઃ સમજી રાખવું. બ્રાહ્મણ ક્ષત્રિય વિગેરે વર્ણો પણ અગર પ્રભુની આજ્ઞાનુસાર પોતાનાં બ્રાહ્મણ કર્માદિ કરતા રહે તો તેઓને જન્માંતરમાં ઉચ્ચપદ મળે છે. પણ જો

બીન આપત્તિએ તેઓ પોતાનાં કર્મોનો પરિત્યાગ કરે તો જરૂર તેમનું અધ:પતન થાય એ નિર્વિવાદ છે. બ્રાહ્મણાદિને પણ પોતાના અપરાધ પ્રમાણે ક્ષત્રિય જન્મ, વૈશ્ય જન્મ, અથવા તો શૂદ્ર જન્મ મળે છે. સ્વામીએ બતાવેલાં કર્મોને બરોબર ચૂક વગર બજાવતાં રહેવું એ જ સેવકની સ્વામી પ્રત્યેની પૂજા અથવા સેવા છે. અને તેણે બતાવેલી સેવા ન કરવી જ તેનું અપમાન કર્યું કહેવાય છે. જે લોકો આવી રીતે પિતાસ્વરૂપી પરમાત્માનું અપમાન કરે છે તેઓ પોતાનાં સ્થાનથી તરત ભ્રષ્ટ થઈ નીચે પડે છે. અને પ્રતિદિન નીચેને નીચે જ સરતા જાય છે. તો હવે આટલા વિસ્તારથી એ સિદ્ધ થયું કે પોતપોતાના પદ પ્રમાણે સ્વામી–પરમાત્માએ સોંપેલાં કર્મો આચરવાં જ ધર્મ છે અને તે કર્મો ન કરવાં અથવા તેની પ્રતિકૂલ કર્મો કરવાને જ અધર્મ કહે છે. આપને કદાચ સ્મરણમાં હશે કે અમે પૂર્વમાં કહી આવ્યા છીએ કે, चोदनालक्षणोऽर्थो धर्मः અર્થાત્ વેદે જે હિતકારી કર્મ કરવા અમને ફરમાવ્યું છે તે જ ધર્મ છે. વેદ એ પ્રભુની આજ્ઞા છે. તે આજ્ઞા અનુસાર કર્મો કરવાં જ ધર્મ છે. તથા તે આજ્ઞાથી વિરૂદ્ધ ચાલવું તેનું નામ જ અધર્મ છે. આવો મીમાંસકચૂડામણિ મહર્ષિ જૈમિનિનો મત છે. પરંતુ થોડા જ વિચારથી જણાઈ આવશે કે **'કોઈ વિશેષ-યુક્ત સ્વરૂપરક્ષક કર્મને જ જૈમિનિ પણ ધર્મ કહે છે.'** ભગવદાજ્ઞાસિદ્ધ કહો અથવા સ્વરૂપસંરક્ષક કહો, પરંતુ બંને પ્રકારે કર્મનું જ ધર્મત્વ સિદ્ધ થાય છે. માટે જે પદાર્થોના સંબંધથી અથવા જે ક્રિયાઓથી ધર્મીનું સ્વરૂપ સચવાઈ રહે તે ધર્મ છે; અને જે કર્મોદ્વારા અથવા જે પદાર્થોના સંબંધથી ધર્મીનું સ્વરૂપ બગડી જતું હોય અર્થાત્ નષ્ટ થતું હોય તો તે અધર્મ અથવા પાતક કહેવાય છે.

'धर्मो विश्वस्य जगतः प्रतिष्ठा' ધર્મ જ સમગ્ર જગત્‌ના સ્વરૂપને રક્ષિત કરવાવાળો છે, સ્વરૂપને ટકાવી રાખે છે.

'धारणाद्धर्ममित्याहुर्धर्मो धारयते प्रजाः ।
यस्माद्धारणसंयुक्तं स धर्म इति निश्चयः ' ॥

'धृ' ધાતુથી ધર્મ શબ્દ બન્યો છે. ધર્મ જ પ્રજાને પોતાના સ્વસ્વરૂપમાં રાખે છે, માટે જે કર્મ કર્તાના સ્વરૂપને રક્ષે તે જ ધર્મ છે; આવો શાસ્ત્રોનો નિશ્ચય છે.

'विहितस्याननुष्ठानान्निंदितस्य च सेवनात् ।
अनिग्रहाच्चेन्द्रियाणां नरः पतनमृच्छति ॥' याज्ञवल्क्यः ।

પ્રભુની આજ્ઞા પ્રમાણે ન કરવાથી, નિષિદ્ધ કર્મોનું સેવન કરવાથી, તથા પોતાના ઇન્દ્રિય વ્યવહારોને નિયમમાં ન રાખવાથી મનુષ્ય નીચે ને નીચે પડતો જાય છે, અર્થાત્ અતિશય પાતકી થતો જાય છે.

धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः ।
तस्माद्धर्मो रक्षणीयो मानो धर्मो हतोऽवधीत् ॥

ધર્મનો જે કોઈ નાશ કરે છે તો તે પોતે નાશ પામે છે. અને જે ધર્મની રક્ષા કરે છે તે પોતે રક્ષિત રહે છે, માટે ધર્મની રક્ષા કરવી જોઇએ. પરંતુ અહીં એટલું ધ્યાનમાં રાખવું કે ધર્મનો નાશ કરવા જતાં પહેલાં તમે પોતેજ આપોઆપ પૂરા ન થઈ જાવ. 'वेदप्रणिहितो धर्मोह्यधर्मस्तद्विपर्ययः' શ્રીભાગવત. વેદે જે કર્મ જીવને કરવા માટે કહ્યું છે તે ધર્મ છે અને વેદોદિત કર્મોથી જે વિરૂદ્ધાચરણ તેનું નામ જ અધર્મ છે.

વેદમાં કહેલાં કર્મોને શ્રૌતકર્મ અથવા શ્રૌતધર્મ કહે છે, અને સ્મૃતિગ્રંથોમાં કહેલા ધર્મોને સ્માર્તકર્મ અથવા સ્માર્તધર્મ કહે છે. આપણા પૂર્વજોનાં આચરણોનું યોગસામર્થ્યથી સ્મરણ કરી જે ઋષિમુનિઓએ ધર્મગ્રંથો રચ્યા છે તે સર્વ સ્માર્તગ્રંથો કહેવાય છે.

આવી રીતે શ્રૌત અને સ્માર્ત બે પ્રકારનાં ધર્મો છે. આ શ્રૌત તથા સ્માર્ત ઉભય પ્રકારનાં કર્મોના પણ બે ભેદ છે. એક નિત્યકર્મ અને બીજું કામ્યકર્મ. કોઈ પણ કામના રાખ્યા વગર પોતાનું અવશ્ય કર્તવ્ય સમજી જે કરવામાં આવે અને જેનું નિત્યફલ હોય તે નિત્યકર્મ કહેવાય છે. અને જે કાંઈ કામના રાખી કરાય તથા જેનું ફલ પણ અનિત્ય હોય તે કામ્યકર્મ છે. નિત્ય તથા કામ્ય એ બંને પ્રકારના ધર્મોમાં સ્વરૂપધારકતા (સ્વરૂપને ધારણ કરવાપણું) તો રહેલી જ છે, માટે બંને ધર્મ છે. ચાર પ્રકારનાં ચેતન પ્રાણીઓ છે તેમનું સ્વરૂપ શું છે એ જો બરોબર ધ્યાનમાં ઉતરી જાય તો પછી ધર્મનું લક્ષણ એથીય વધારે સરળ થઈ જાય. પરંતુ અમારે તો આ ગ્રંથમાં બ્રાહ્મણ વિગેરેનાં જ ધર્મોનું માત્ર વર્ણન કરવું છે, માટે પ્રથમ મનુષ્યસ્વરૂપનો જ વિચાર કરાય છે.

આ જગતમાં બે પ્રકારના પદાર્થો છે. એક ચેતન (આત્મા) અને બીજો જડ. આત્મા જ્ઞાનસ્વરૂપ છે. પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ, આકાશ, તથા એનાથી નીપજેલા દેહાદિ ભૌતિક પદાર્થો પણ જડ છે. પરંતુ આત્મા દેહ સિવાય દેહથી જુદો લૌકિકદૃષ્ટિથી દેખવામાં આવતો નથી માટે કહેવું પડશે કે જ્યાં લગી દેહ આત્માનો વિવેક ન સમજાયો હોય ત્યાં લગી દેહસહિત આત્મા જ મનુષ્યનું સ્વરૂપ સમજવું. સ્થૂલ, સૂક્ષ્મ, પંચમહાભૂત, ઇંદ્રિય, પ્રાણ, બુદ્ધિ, વિગેરે એવા તો આકાર પ્રકારથી ગોઠવી રાખ્યાં છે કે ચેતન જે ગુપ્ત રહેતું હતું તે એઓમાં આવી પ્રકટ થઈ ગયું. માટે જ જે વસ્તુઓમાં આત્મા પ્રકટ નથી અથવા જે વસ્તુ પ્રાણવાળી નથી તે સઘળી વસ્તુઓ જડ કહેવાય છે. અને જ્યાં ચેતન ખુલ્લી રીતે જણાતું હોય અથવા જે પ્રાણવાળાં હોય તેઓને ચેતન કહે છે. શબ્દ, રૂપ, રસ,

ગંધ, સ્પર્શ વિગેરે પાંચ વિષયો તથા પંચ મહાભૂત વિગેરે પદાર્થો અને તેથી બનેલી વસ્તુ જેમ જડ છે તેમ તે ભોગ્ય પણ છે; કારણ કે તે સર્વ વસ્તુઓ ચેતનના ભોગ વાસ્તેજ બનાવી છે. આત્મા ભોક્તા છે, અને પંચ વિષય વિગેરે પદાર્થો ભોગ્ય છે.

પંચીકૃત પંચમહાભૂત, દશ ઇંદ્રિય, અંતઃકરણ અને પંચપ્રાણ એથી બનેલો આ દેહ જીવાત્મા વગર કદી રહી શકતો નથી. તથા જીવાત્મા આ દેહ સિવાય જોવામાં આવતો નથી. માટે એ બન્ને પ્રત્યક્ષમાં અવિનાભૂત (એક બીજા વગર ન રહેવું તે) છે, અને એટલા જ માટે દેહસહિત આત્માને જ થોડા સમય સુધી મનુષ્યનું સ્વરૂપ સમજવું ઠીક છે. જેમ દેહ અને આત્મા આ બે પદાર્થો છે તેમ ત્રીજો પણ એક આનંદ (લૌકિકાલૌકિક સુખ) નામનો પદાર્થ છે. આ વાતની તો સર્વ કોઇને બરોબર ખબર હશે કે અનુકૂલ યોગ્ય પદાર્થોના ભોગ ભોગવવાથી આત્માને સુખ થાય છે.

આ સુખ જેને ફળરૂપ ગણુવામાં આવ્યું છે તે જ્યારે અનંત અને નિત્યસ્વરૂપમાં આવી મળે છે ત્યારે તે બ્રહ્મ કહેવાય છે. વેદમાં બ્રહ્મને જ અપ્રાકૃત અલૌકિક સુખ કહ્યું છે. બીજું એ પણ સર્વને વિદિત છે કે પ્રતિકૂળ ભોગ્ય પદાર્થોથી મનુષ્યને દુઃખ થાય છે. એ દુઃખ જ્યારે અનંત અને નિત્યસ્વરૂપમાં પ્હોંચી જાય છે ત્યારે એ તમ, મૃત, બંધ, નરક, દુર્ગતિ વિગેરે શબ્દોથી ઓળખાય છે. દુઃખની જ જુદી જુદી અવસ્થાએ આ બધાં નામો ધારણ કર્યાં છે.

'काम्यतेऽसौ कामः सुखम्' માણુસ જેની ઇચ્છા રાખે તે કામ છે. મનુષ્યમાત્ર સુખને ચાહે છે. માટે સુખને જ કામ કહે છે. ગીતોપનિષત્‌માં પ્રભુએ 'न कामकामी' 'कामकामा लभन्ते' વિગેરે અનેક સ્થળે સુખને જ કામ કહી નિર્દેશ કર્યો છે. કામ અથવા સુખને પુરૂષાર્થ

પણ કહે છે, કારણ કે પુરૂષને સુખની ચાહના છે. સુખ બ્રહ્મનું સ્વરૂપ હોવાથી જોઈએ તેવું હોય તો પણ તે કહેવામાં આવતું નથી. સુખ અથવા આનંદ બે પ્રકારનો છે. પ્રાકૃત અને અપ્રાકૃત. પ્રાકૃત તથા અપ્રાકૃતને જ લૌકિક તથા અલૌકિક કહે છે. જે મહાભૂત સાથે સંબંધ ધરાવે છે, જેમાં जायते अस्ति વિગેરે છ વિકારો ઉદ્દ્ભવતાં હોય, જે દેશ, કાળ તથા વસ્તુથી પરિચ્છિન્ન હોય, અને થોડીવાર જ ટકતું હોય એવું સુખ તે પ્રાકૃત કે લૌકિક સુખ કહેવાય છે; અને જે એથી બીલકુલ ઉલટું હોય તે અપ્રાકૃત અથવા અલૌકિક સુખ છે. આ ઉભય પ્રકારનાં સુખો પુરૂષાર્થરૂપે છે, કારણ કે બધી દુનિયા એને ચાહે છે. પરંતુ કોઈના ચાહવા માત્રથી જ તે મળી જતું નથી. સુખ મેળવવા માટે જરૂર કોઈ ને કોઈ ચેષ્ટા કરવી જ પડશે. જેમ ચક્રને (પૈડું) એક વખતે થોડો ધક્કો દેવાથી અલ્પ સમય સુધી આપોઆપ જો કે તે ફરતું રહે છે, પરંતુ પહેલ વહેલાં તો એને ધક્કો દેવો જ પડે છે; તેમ જો કે સુખ તથા દુ:ખ થોડાક સમય સુધી આપોઆપ મળતાં રહેશે પરંતુ પ્રથમ તો તેમની પ્રાપ્તિ માટે અને વચવચમાં વખતોવખત તેમની પ્રાપ્તિ માટે ચેષ્ટા (ક્રિયા) જરૂર કરવી પડે છે. તો એ ચેષ્ટાને પણ ધર્મ જ કહે છે. 'સુખ વગર મનુષ્યનું જીવન ટકવું જ અસંભવિત છે. સુખપ્રાપ્તિથી મનુષ્ય પોતાના સ્વરૂપમાં રહી શકે છે. અગર દુ:ખ જ દુ:ખ મળ્યા કરે અને સુખ સ્વપ્નમાં પણ જોવા ન મળે તો મનુષ્ય ક્ષણભર પણ સ્વસ્વરૂપમાં ન રહી શકે. માટે સ્વરૂપરક્ષક સુખપ્રાપ્તિનો ઉપાય પણ ધર્મજ છે; અને એથી વિરૂદ્ધ કિંવા દુ:ખ પ્રાપ્તિનો ઉપાય અધર્મ છે, એ પણ ઠીક છે. તો હવે કહેવું પડશે કે, **'જે કર્મ મનુષ્યના સ્વરૂપને સુરક્ષિત રાખે તે જ ધર્મ છે અને જે મનુષ્યના સ્વરૂપનો નાશ કરે તે અધર્મ છે.'**

યદ્યપિ દેહ જીવનું મૂળસ્વરૂપ નથી તથાપિ જીવ અવિદ્યા વશ હોવાથી તેને જ પોતાનું સ્વરૂપ સમજી રહ્યો છે. દેહ, ઇંદ્રિય, પ્રાણ અને અંતઃકરણ એઓની રક્ષા માટે અથવા એમને સુખ પહોંચાડવા મનુષ્યો અનેક કર્મો કરે છે. 'આ જન્મમાં અગર વિશેષ સુખ ન મળ્યું તો બીજા જન્મમાં સ્થિર અને નિર્દુઃખ સુખ જરૂર મળશે' આવી આશાથી વેદોદિત કામ્યકર્મો કરે છે. કામ્યકર્મો પણ એવાં મનુષ્યોનાં સ્વરૂપને રક્ષે છે. એટલા માટે તે પણ ધર્મ જ કહેવાય છે. કામ્યકર્મોમાં પણ વાસ્તવ ધર્મપણું નથી એ અમે આગળ આત્મદૃષ્ટિથી જ જણાવીશું. અભ્યુદય અને સુખમાં કોઈ પણ જાતનો ભેદ નથી. ઉન્નતિ પણ કાંઈ સ્વરૂપનો નાશ કરવાથી નહિં કિંતુ સ્વરૂપની રક્ષા કરવાથી જ મળે છે. માટે અભ્યુદયકારક કર્મોને પણ વિદ્વાન્ લોકોએ ધર્મરૂપે કહ્યાં છે, તે સમુચિત છે. મીમાંસકોને ત્યાં કામનાવિશિષ્ટ પુરુષ જ કર્મ કરવાનો અધિકારી મનાયો છે. સ્વર્ગ વિગેરે ફળની જેને જરાય આકાંક્ષા નથી તે પુરુષ યજ્ઞ કરવાને અધિકારી નથી. પુત્રકામના, સ્ત્રીકામના, ધનકામના વિગેરે કામનાઓ અગણિત છે. પરંતુ તે સર્વ મનુષ્યોને જ થાય છે, જડને નહિં. માટે તે સ્વર્ગાદિ કામનાઓ પણ તેના સ્વરૂપમાં જ સંમિલિત (મળેલી) છે. જો તે કામ્યકર્મો ન કરે તો તેનું તે કામનાવિશિષ્ટ સ્વરૂપ રહેતું નથી. અને જ્યારે તે કામ્યકર્મો કરે છે તો ત્યારે તેનું તે સ્વરૂપ સુરક્ષિત રહે છે. માટે એવા અધિકારી માટે તે કામ્યકર્મો પણ ધર્મ જ છે.

અહીં એક એવો પ્રશ્ન થઈ આવે છે કે જ્યારે આપે કામનાને પણ પુરુષનું સ્વરૂપ સમજ્યું તો કોઇને પરસ્ત્રી ગમનની કામના થઈ અને તેવી કામનાવાળો તે પુરુષ અગર પરસ્ત્રીગમન કરે તો તે પણ તેનો ધર્મ કહેવાશે; પરંતુ એ કર્મ તો લોકમાં અધર્મરૂપે જ પ્રસિદ્ધ છે. અને

અગર એ કર્મ પણ ધર્મ લેખાશે તો પછી જગત્‌માં અધર્મ કોઈ ચીજ જ નહીં રહેશે. તથા એવા કર્મથી લોકમાં અશાંતિ અને વિપ્લવ પણ થઈ જવાનો સંભવ છે. માટે કામ્યકર્મોને ધર્મ માનવો ઉચિત નથી.

તો એનો ઉત્તર માત્ર એટલો જ છે કે કોઈને હાનિ પહોંચાડે એવી કામના અથવા પોતાના સ્વરૂપની પ્રતિકૂલ કામના મનુષ્યના સ્વરૂપમાં ગણાતી નથી. કોઈ એક વ્યક્તિને કોઈ કામ થોડા વખત માટે કદાચિત્ સુખ અર્પે અથવા અનુકૂલ હોય પરંતુ મનુષ્યત્વની દૃષ્ટિથી અથવા પરિણામદૃષ્ટિથી જો તે દુઃખદ કે પ્રતિકૂલ હોય તો તે પ્રતિકૂલ જ કહેવાય; અનુકૂલ નહિ. અને સ્વભાવની પ્રતિકૂલ કામ (કર્મ) અધર્મ છે, ધર્મ નથી. એ અમે પૂર્વમાં કહી આવ્યા છીએ. માટે તેજ કામ્યકર્મો ધર્મ કહેવાય છે કે જે કોઈને પણ હાનિ ન પહોંચાડે અથવા કોઈ પણ પ્રકારે તે એક વ્યક્તિ અથવા મનુષ્યત્વની વિરૂદ્ધ ન હોય. જેમ એક વ્યક્તિમાં મનુષ્યપણું છે તેવું મનુષ્યપણું અન્ય વ્યક્તિમાં પણ છે. હવે અગર તે કામના કે કામ્યકર્મો તેની અથવા તે મનુષ્યોની વિરૂદ્ધ હોય તો તે કામના તેનું સ્વરૂપ જ ન લેખાય તથા તે કર્મ તેનું સ્વરૂપરક્ષક પણ નથી. વેદમાં કાંઈ એક વ્યક્તિને ઉદ્દેશી કામ્યકર્મોનું નિરૂપણ કર્યું નથી પણ મનુષ્યમાત્રને લઇ તે કહ્યાં છે. એ વાતને સમજાવવા અમારે કાંઈક વિશેષ કહેવું પડશે.

**लोके व्यवायामिषमद्यसेवा नित्यास्ति जन्तोर्नहि तत्र चोदना ।**
**व्यवस्थितिस्तेषु विवाहयज्ञसुराग्रहैरासु निवृत्तिरिष्टा ।**

श्रीमद्भागवतम् ।

**आहारनिद्राभयमैथुनं च समानमेतत्पशुभिर्नराणाम् ।**
**धर्मो हि तेषामधिको विशेषो धर्मेण हीनाः पशुभिः समानाः ॥**

महाभारतम्

આ બન્ને શ્લોકોનું તાત્પર્ય પર્યંતે જઈ એક જ આવે છે. દુનીઆમાં સ્ત્રીસંગ, માંસભોજન, અને માદકદ્રવ્યનું સેવન આપોઆપ સ્વભાવથી જ પ્રચલિત છે. આ ત્રણ માટે કોઈ પણ શાસ્ત્રમાં કશી આજ્ઞા કરવામાં આવી નથી. હા, એટલું છે કે શાસ્ત્રોમાં વિવાહ, તથા યજ્ઞદ્વારા એ ત્રણની વ્યવસ્થા જરૂર કરવામાં આવી છે. કારણ કે શાસ્ત્રને તો મનુષ્યની સ્વરૂપરક્ષા માટે તેની રોકાયલી પ્રવૃત્તિની જ અપેક્ષા છે. ૧

મનુષ્યોનાં ભોજન, નિદ્રા, ભય, મૈથુન, વિગેરે સર્વ વ્યવહારો પશુઓની સમાન જ છે. પશુ અને મનુષ્યોનો ભેદ માત્ર ધર્મથી જ જણાઈ આવે છે. જે લોકો ધર્મરહિત છે, ધર્મ પ્રમાણે ચાલતા નથી તેઓ પશુતુલ્ય જ છે. ૨

પ્રભુએ સૃષ્ટિની પરંપરાને અનંતકાલ સુધી ચાલુ રાખવા માટે સ્ત્રીને સરજી. સ્ત્રી અગર ન હોત તો દુનિયા રહેત કે કેમ એ સંદિગ્ધ વાત છે. શરીરરક્ષા માટે પણ સ્ત્રીની જરૂર છે. અને એ સમાજવ્યવસ્થા નિયમિત રૂપે ચાલે એ માટે પણ સ્ત્રીની અપેક્ષા છે. આવી જ રીતે મનુષ્યની રક્ષા માટે માંસભક્ષણ પણ અપેક્ષિત છે. તથા માદકદ્રવ્યની પણ રોગનિવૃત્તિ માટે અપેક્ષા છે. આ ત્રણે ચીજો દુનીઆને અપેક્ષિત છે. છતાં પણ કોઈ એક નિયમથી એનું સેવન કરવું શ્રેયસ્કર છે. પણ જો એનું સેવન અનિયમિત તથા અનર્ગલ (છૂટથી) થવા લાગે તો પછી દુનીઆનો નાશ થતાં વિલંબ ન લાગે, સમગ્ર વ્યવહારો બંધ થઈ જાય, અને સઘળાં મનુષ્યો પશુસમાન થઈ જાય. વિદ્વાનોએ કોકીનને કોઈ વખત શરીરના રૂગ્ણ ભાગપર લગાવી ચીરો (Opration) કરાય એટલા માટે બનાવ્યું છે. પરંતુ પશુસદૃશ આજ્ઞાની મનુષ્યો તેને નશો કરવા માટે અને અતિશય વધી જતાં પોતાની

હત્યાના કામમાં લાવે છે. પ્રાયઃ ઝેર અને મદ્યો મનુષ્યની રક્ષા માટે જ બનાવ્યાં છે; પરંતુ અગર એ સર્વનો અનિયમિત ઉપયોગ કરાય તો એ જ વસ્તુઓ મનુષ્યનો નાશ કરી નાંખે છે.

માંસ ભક્ષણ જો કે મનુષ્યની રક્ષા માટે છે ખરૂં, પણ અગર મનુષ્ય મનુષ્યનું જ ભક્ષણ કરવા લાગી જાય તો શું હાલ થાય? માટે આવી કામનાઓ મનુષ્યના સ્વરૂપમાં ગણી શકાતી નથી. મનુષ્યત્વની પ્રતિકૂલ કામનાઓ અથવા કર્મ ધર્મ હોઈ શકે નહિ. સ્ત્રી સર્વ સમાન છે. સ્ત્રીમાત્રમાં મૈથુન થઈ શકે છે, અને આ વાત પશુઓમાં મા બેનનો ભેદ રાખ્યા વગર પ્રસિદ્ધ છે. હવે અગર કામના માત્રપર આરૂઢ થઈ સ્ત્રીમાત્ર સાથે સંગ કરવા લાગે તો પછી મનુષ્યોમાં અને પશુઓમાં શું ભેદ રહેવાનો?

બીજું અગર આવી કામનાને વશ થઈ આવા પ્રકારનાં કાર્યો ચાલુ રહ્યાં તો સમજો કે થોડા જ સમયમાં દુનીઆ પાયમાલ થઈ જશે. આજકાલ અથવા જ્યારે જ્યારે યુદ્ધો થયાં છે અથવા થાય છે તે બધાં માત્ર એવી ફેલાયલી કામનાઓને વશ થઈને જ થયાં કરે છે. માટે પોતાના સ્વરૂપની અથવા મનુષ્યપણાની હાનિ કરનારી કામના મનુષ્ય સ્વરૂપમાં નથી. અને જેમાં મનુષ્યત્વની રક્ષા ન થતી હોય તે કાર્ય પણ ધર્મરૂપે લેખાતું નથી. એક મનુષ્યને સ્ત્રી વગર પોતાનો વ્યવહાર ચાલતો નથી, અથવા પ્રતિકૂલ સ્ત્રીના આવવાથી પોતાનો નાશ થવાની સંભાવના છે તો તેણે વિવાહ કરવો. ત્યારબાદ સ્ત્રીસંગ કરવો અથવા સ્ત્રી તથા પુત્રપ્રાપ્તિ માટે શાસ્ત્રોક્ત કર્મ કરવાં ઈત્યાદિ કામ્યકર્મો પણ ધર્મ છે. માટે **'કોઈ વિશેષથી યુક્ત અથવા કોઈ નિયમથી નિયમિત ક્રિયા કે કર્મ જ ધર્મ છે.'** આ ધર્મનું લક્ષણ શુદ્ધ અને વ્યાપક થયું. મીમાંસકોએ ધર્મના લક્ષણમાં જે

'અર્થ:' શબ્દ રાખ્યો છે તેની પણ એ જ મતલબ છે કે બુરી કામનાથી કરાયલી ક્રિયા (કર્મ) ધર્મ નથી. તો હવે આટલા વિસ્તારથી એ સ્પષ્ટ થઈ ચૂકયું કે '**કોઈ એક વિશેષથી અથવા નિયમથી યુક્ત લોકરક્ષાફલક કે સ્વરૂપરક્ષાફલક કર્મ અથવા ક્રિયા જ ધર્મ છે.**' એ કર્મો બે પ્રકારનાં છે. એક કામ્યકર્મ અથવા પ્રવૃત્તિ-ધર્મ અને અન્ય નિત્યકર્મ કિંવા નિવૃત્તિધર્મ. નિત્યકર્મો પણ વેદમાં કહ્યાં છે અને કામ્યકર્મો પણ કહ્યાં છે. પરંતુ બંનેના અધિકારીઓ જુદા જુદા હોય છે. આત્મસુખ સંબંધી કામના રાખનારા મનુષ્યો નિત્યકર્મના અધિકારી છે. અને દેહસુખ સંબંધી કામના રાખનારા કામ્યકર્મના અધિકારી છે. પોતપોતાના અધિકારમાં જ આ ઉભય-વિધ કર્મો ધર્મ કહેવાય છે, અન્યથા નહીં. અનધિકારીએ કરેલો ધર્મ પણ અધર્મ જ લેખાય છે. જેને યજ્ઞોપવીત થયું નથી તે અગર અગ્નિહોત્ર હોમ કરવા લાગી પડે તો તે તેને માટે અધર્મ છે. અત્યંત દરિદ્રી મનુષ્ય ઋણ કરીને જો બ્રાહ્મણભોજન કરાવે તો તે ધર્મ ન કહેવાય. વૃદ્ધ માતપિતા, પતિવ્રતા સ્ત્રી, અને બાલબચ્ચાંઓનો પરિત્યાગ કરી તીવ્ર વૈરાગ્યની તૈયારી થયા વગર જો કોઈ સંન્યાસરૂપ ધર્મનો પણ સ્વીકાર કરે તો તે ધર્મ નથી પ્રત્યુત તે અધર્મ જ છે. કારણ કે તે સંન્યાસાશ્રમ ધર્મનો અધિકારી જ નથી. આ વાત સર્વત્ર સમજી રાખવી કે **અધિકારીએ કરેલું કર્મ જ ધર્મ છે.**

મહાભારતમાં આ અધિકારાનુકૂલ ધર્મ બહુ સારી રીતે સમજાવ્યો છે. કોઈ એક બ્રાહ્મણે થોડુંક તપ કર્યું અને તેથી તેને થોડીક સિદ્ધિ મળી. પછી એક દિવસ જ્યારે તે ધ્યાન કરવા બેઠા કે એટલામાં ઉપરથી કોઈ પક્ષીએ તે મહાત્માના મસ્તક ઉપર વિષ્ઠા નાંખી. મહાત્માને ક્રોધ થઈ આવ્યો અને ક્રોધદષ્ટિથી

જ્યાં પેલા પક્ષી તરફ જોયું કે તરત જ તે પક્ષી બળી ભસ્મ થઈ નીચે પૃથ્વીપર પડયું. આ બનાવથી મહાત્માને પોતાની તપશ્ચર્યાપર પરમ સંતોષ ઉપજ્યો. બાદ કોઈ વખત પેલા મહાત્મા એક ગૃહસ્થને ત્યાં ભિક્ષા માંગવા ગયા ત્યારે તે ગૃહસ્થ પોતાના વૃદ્ધ પિતાનાં ચરણો ગોદમાં (ખોળામાં) લઈ દાબી રહ્યો હતો. મહાત્માએ ભિક્ષા માંગી પણ તે ઉઠયો નહિં; તેથી તેને પોતાનું અપમાન થયું સમજી ક્રોધ થઈ આવ્યો. બ્રાહ્મણદેવને ક્રુદ્ધ થયેલા જોઈને તે ગૃહસ્થ બોલ્યો, 'મહારાજ!' હું કંઈ પેલું બીચારૂં પક્ષી નથી કે આપના ક્રોધથી ભસ્મ થઈ જાઉં. આપ અતિથિ છો, આપનું સ્વાગત, આપની સેવા કરવી ધર્મ છે. પરંતુ હું અત્યારે વૃદ્ધ પિતાની સેવામાં છું જેથી ઉઠી શકતો નથી; ઉઠવાથી એમની નિદ્રાનો ભંગ થશે. આપ ધર્મ-માત્ર જાણો છો પણ કયા અધિકારમાં કયો ધર્મ છે અને કયો અધર્મ છે એ જાણતા નથી.' બસ, આટલું સાંભળતાં જ બરોબર પેલા આપણા મહાત્માશ્રીનો ગર્વ તો કોણ જાણે ક્યાં ચંપત કરી ગયો. અને પોતે નિરભિમાની થઈ ગૃહસ્થને પૂછયું કે તમે મને ધર્મનું રહસ્ય બતાવો. ગૃહસ્થે ઉત્તર આપ્યો કે મને હાલ એટલી ફુરસુદ નથી. આપ અમુક વ્યાધ પાસે જાવ તે આપને ધર્મનું રહસ્ય કહેશે. પછી જ્યારે તે વ્યાધની દુકાને પહોંચ્યા તો તેને માંસ વેચતો જોઈ મહા-ઘૃણાથી મનમાં કહેવા લાગ્યા કે જે આવી રીતે મહાપાપમાં ગળા સુધી ડુબેલો છે તે મને ધર્મનું રહસ્ય શું કહેવાનો? ગૃહસ્થે મને ખરેખર ધોખો દીધો. બ્રાહ્મણને ઘણી વાર સુધી દુકાનની સામે આમ વિચાર કરતા જોઈ વ્યાધ બોલ્યો કે, 'મહારાજ! આપને ધર્મનું રહસ્ય જાણવા માટે ગૃહસ્થે મોકલ્યા છે, એ હું જાણું છું પરંતુ આપ થોડો વખત થોભો.' આવું સાંભળી મહાત્માને ઘણું આશ્ચર્ય થયું. અને તેમને

વ્યાધમાં અપૂર્વ ગૌરવ પણ જણાઈ આવ્યું. પછી સમય મેળવીને વ્યાધે મહાત્માને ધર્મનું રહસ્ય સમજાવ્યું. તો આ કથામાં અધિકાર પ્રમાણે જ ધર્માચરણ કરવું ઉચિત છે એ વાત સચોટ સમજાવી છે. મહાભારતમાં બીજી પણ ઘણી કથાઓ અધિકાર માટે કહી છે.

'कारीर्या वृष्टिकामो यजेत' વિગેરે શ્રુતિસમૂહોથી વેદમાં અને શ્રીમદ્‌ભાગવતાદિ સ્મૃતિઓમાં 'दाम्पत्यार्थमुमां सतीं' 'विद्याकामस्तु गिरिशं' વિગેરે વચનોથી યદ્યપિ અનેક કામ્યકર્મો ગણાવ્યાં છે, પરંતુ કામનાઓનો આધાર બુદ્ધિ ઉપર છે. જેને જેવી અને જેટલા પ્રકારની બુદ્ધિ હોય છે તેને તેવી અને તેટલી જ કામનાઓ થતી રહે છે, અને તે તેવી બુદ્ધિ પ્રમાણે જ કર્મ કરે છે. દુનીઆમાં અનંત પ્રકારની બુદ્ધિ છે; અને થતી રહેશે એનો કાંઈ છેડો છે ? જેમ બુદ્ધિ અનંત છે તેમ કામ્યકર્મો પણ અનંત છે. જ્યારે કામના તથા બુદ્ધિ પર જ કર્મ કરવાનો અધિકાર છે તો પછી તે કર્મોનો અંત પ્રલય સુધી આવી જ શકતો નથી. માટે પ્રભુએ આજ્ઞા કરી છે કે 'बहुशाखा ह्यनंताश्च बुद्धयोऽव्यवसायिनाम्' કોઇને સ્ત્રી જોઈએ છે માટે તેને સ્ત્રીપ્રાપ્તિની બુદ્ધિ થઈ છે. પરંતુ તે સ્ત્રીપ્રાપ્તિની બુદ્ધિની પણ સેંકડો શાખા પ્રશાખાઓ થઈ જાય છે. કોઇને કાળી સ્ત્રી જોઇએ તો કોઇને ગોરી. કોઇને પાતળી તો કોઇને જાડી જોઇએ; કોઇને પહોળા અથવા ગોળ મુખની તો કોઇને લાંબા મુખની સારી લાગે છે. આવી રીતે સ્ત્રી કામનાની એક બુદ્ધિ પણ જ્યારે બહુશાખાવાળી અને અનંત થઈ જાય છે, તો પછી અન્ય કામના બુદ્ધિઓની તો વાત જ બીજી છે. શ્રીમદ્‌ભાગવતમાં કહ્યું છે કેઃ—

**'ततोऽन्यथा किञ्चन यद्विवक्षतः पृथग्दृशस्तत्कृतरूपनामभिः ।**
**न कर्हिचित् क्वापि च दुःस्थिता मतिर्लभेत वाताहतनौरिवास्पदम् ॥**

श्रीमद्भागवत ।

આત્મા અને અન્ય પદાર્થોમાં ભેદદષ્ટિ રાખનાર અર્થાત્ જેની આત્મદષ્ટિ અસ્થિર છે, તે જ્યારે આત્મા સિવાય કોઈ પણ પદાર્થને કહેવા, સાંભળવા, જોવા, અથવા સમજવા જશે તો પ્રત્યેક પદાર્થોનાં રૂપ, આકાર અને નામો અનંત હોવાથી તેની બુદ્ધિ વાયુના ઝપાટાથી જલમાં આમતેમ અથડાતી નાવની માફક ક્યાંય પણ કોઈ પણ વખતે એક ઠેકાણે સ્થિર રહેશે નહિ.

માટીનાં પાત્રો કેટલાં હોય છે અથવા બની શકે છે એનો કાંઈ પાર છે? દેશભેદ, કાલભેદ, અને વસ્તુભેદથી તે અનંત પ્રકારનાં હોઈ શકે છે. તે બધાંને ગણવા સાંભળવા, અને સમજવા માટે જોઈએ તો મનુષ્યની શું, કિંતુ બ્રહ્મદેવની ઉમર પણ ખલાસ થઈ જાય તોય તેનો આરો ન આવે. આ વાત માટીને સમજ્યા વગર જ બધાંને સમજવા ચાહે છે, ત્યાં સુધી જ રહે છે. પરંતુ જો માટીનેજ બરોબર સમજી તે સર્વને જાણવા જાય અથવા ગણવા જાય તો એક જ પળમાં બધાંનો છેડો આવી જશે. 'સર્વ પાત્રો માટીનાં બનેલાં હોય છે' બસ, આટલામાં જ બધું આવી જાય છે. એવી રીતે જ્યારે આત્માને છોડી કામનાબુદ્ધિનાં તારો છુટતાં રહે તો તેનો અંત કદી પણ આવશે નહિ, કારણ તે અનંત છે. પણ જ્યારે આત્માને ઓળખી કામના બુદ્ધિ ચાલવા જાય છે તો આગળ એક ડગલું પણ ચાલી શકતી નથી અર્થાત્ ત્યાં જ અટકી જાય છે, એકલી જ રહી જાય છે. માટે જ પ્રભુશ્રીએ આજ્ઞા કરી છે કે 'व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनंदन' કાંઈ પણ હોવો જોઈએ તો કામના બુદ્ધિનો પાર આવો કે ન આવો પરંતુ પ્રવૃત્તિને પરવશ થયેલા જીવને કામનાઓ જરૂર થતી રહેવાની. અને તે કામનાઓને પરવશ થઈ જે કર્મ કરવામાં આવે છે તેઓને કામ્યકર્મ કહે છે, અથવા પ્રવૃત્તિધર્મ કહે છે. સુખૈષણા (સુખ

કામના) માં સર્વ એષણાઓનો સમાવેશ થઈ જાય છે. પુત્રૈષણા, દારૈષણા, લોકૈષણા, વિગેરે સર્વ એષણાઓ સુખ માટે છે. માટે સર્વ કામનાઓ સુખકામનામાં આવી મળે છે.

એ ધર્મ અથવા કર્મ ફરી ત્રણ પ્રકારનાં છે. શ્રૌત, સ્માર્ત, અને પૌરાણ. વેદોમાં કથેલાં શ્રૌત, સ્મૃતિથી પ્રતિપાદિત સ્માર્ત, અને પુરાણોદ્વારા કહેવાયલાં પૌરાણધર્મો કહેવાય છે. જો કે સ્માર્ત અને પૌરાણ ધર્મો પણ શ્રુતિઓમાં કહ્યાં છે. તથાપિ વેદો અનંત હોવાથી સ્વભાવદ્વારા આચારરૂપ ધર્મો પ્રત્યેક યુગમાં બદલતાં રહે છે. માટે વેદમાં તેઓને સંક્ષેપથી અથવા ધ્વનિ કે તાત્પર્યરૂપે પણ કહ્યાં છે. પછી સ્મૃતિઓ અથવા પુરાણો તે ધર્મોને અંગ પ્રત્યંગ સહિત સવિસ્તાર વર્ણવે છે; એ માટે તે ધર્મો સ્માર્ત અને પૌરાણ કહેવાય છે. જ્યાં જ્યાં પ્રત્યક્ષ શ્રુતિવાક્ય ન મળે ત્યાં ત્યાં ઋષિઓનાં વચનથી તેનું અનુમાન કરી લેવું જોઈએ. કારણ કે સ્મૃતિ અને પુરાણ એ બંને વેદમૂલક જ છે.

વેદનાં વાક્યોને શ્રાૈત કહે છે. સંપૂર્ણ વેદમાં ક્રિયા તથા જ્ઞાનનું પ્રતિપાદન છે. ક્રિયા તથા જ્ઞાન બંને બ્રહ્માંશ છે તથા બ્રહ્મરૂપ છે. પૂર્વકાંડમાં કર્મનું વર્ણન છે અને ઉત્તરકાંડમાં જ્ઞાનનું પ્રતિપાદન છે. જ્ઞાન કર્મને સહાય કરે છે અને કર્મ જ્ઞાનનું સહાયક છે. કારણ કે જ્ઞાનસહિત કર્મથી જ ક્રમમોક્ષ મળે છે. પણ કાંઈ કેવલ કર્મથી અથવા કેવલ જ્ઞાનથી મોક્ષ મળતો નથી. અને એટલા જ માટે વેદના બંને કાંડ એકબીજાને ઉપકારક (સહાયક) છે. કેટલોક વેદભાગ પદ્યાત્મક છે, કેટલોક ગીતિમય છે, અને કેટલોક એવો છે કે જેમાં વિશેષ ગદ્ય પણ નથી તેમ કેવળ ગીતિ પણ નથી. મંત્રબ્રાહ્મણાત્મક વેદોમાં યજ્ઞનું વર્ણન છે. યજ્ઞ એ ધર્મમાત્રનું નામ છે. ક્યાંક

દેવતાદ્વારા, ક્યાંક દ્રવ્યદ્વારા, કોઈ જગ્યાએ કાલદ્વારા, ક્યાંક દેશદ્વારા, કોઈ સ્થલે વિધિદ્વારા, કોઈ સ્થલે અર્થવાદદ્વારા, ક્યાંક ફલદ્વારા, અને કયાંક સંસ્કારદ્વારા સર્વત્ર કર્મનું જ વર્ણન કરવામાં આવ્યું છે. અને તે બધો મંત્રભાગ છે. વેદ વિધિ, અર્થવાદ, અને ઉપનિષદાદિ ભેદથી ત્રણ પ્રકારનો છે. તેમાં પ્રથમ વિધિ ચાર પ્રકારનો છે. ઉત્પત્તિવિધિ, અધિકારવિધિ વિનિયોગવિધિ, અને પ્રયોગવિધિ. કર્મ માત્રનાં સ્વરૂપને કહેનારી વિધિ ઉત્પત્તિવિધિ કહેવાય છે. ફલસંબંધ બતલાવનાર અધિકારવિધિ છે. અંગકર્મનો પ્રધાન સાથે સંબંધ દેખાડનાર વિનિયોગવિધિ છે. અને જ્યાં ત્રણે વિધિઓનું તાત્પર્ય આવી જાય છે અને જે અંગસહિત પ્રધાન કર્મને બોધ કરે તે પ્રયોગવિધિ છે. પ્રધાન કર્મ માટે જે ક્રિયા કરાય તે અંગકર્મ છે. જ્યાં વસ્તુની સ્તુતિ હોય અથવા સ્તુતિની સિદ્ધિ વાસ્તે નિંદા હોય તે અર્થવાદ છે. અને તે અર્થવાદ ત્રણ પ્રકારનો છે. ગુણવાદ, અનુવાદ અને ભૂતાર્થવાદ. જ્યાં કંઈક વિરૂદ્ધ જેવી વાત કહેવામાં આવતી હોય તે ગુણવાદ છે. જેમાં જાણેલી જ વાતો કહેવાય તે અનુવાદ છે અને જ્યાં પુરાતન વાત કહેવાથી વિરોધનો પરિહાર થઈ શકતો હોય તે ભૂતાર્થવાદ છે. જ્ઞાન, ભક્તિ અને તેનાં સાધનો તથા જ્ઞાન વિગેરેનાં ફલનું વર્ણન જ્યાં હોય તે ઉપનિષદ્ભાગ છે. આવી રીતે અનેક પ્રકારે વેદોમાં કર્મનું (યજ્ઞ અથવા ક્રિયાનું) વર્ણન છે.

પ્રધાનરૂપે આ યજ્ઞ પાંચ પ્રકારનો છે. અગ્નિહોત્ર, દર્શપૂર્ણમાસ, પશુ, ચાતુર્માસ્ય, અને સોમ, તથા છઠ્ઠો યજ્ઞોપકારક જ્ઞાનને લઈ યજ્ઞપુરૂષ કહેવાય છે. અગ્નિહોત્ર અને દર્શપૂર્ણમાસ યજ્ઞપુરૂષના બે હસ્ત કહેવાય છે. સોમ યજ્ઞ પુરૂષનો મધ્યભાગ છે. પશુ અને ચાતુર્માસ્ય તેના બે ચરણ છે. અને જ્ઞાન તે પુરૂષનું મસ્તક છે. અને જ્ઞાન-

રૂપ બ્રહ્મ આ પાંચે યજ્ઞોની સાથે છે. જ્ઞાન વગર કરાયલું કર્મ મુખ્ય ફલ અર્પતું નથી. ફલ, દેવતા, સામગ્રી, કર્મ, યજમાન, મંત્ર, અને કર્મના સ્વરૂપને વેદ પ્રમાણે બરાબર જાણીને કરાયલાં યજ્ઞાદિ કર્મો નિત્ય ફલ આપે છે. યજ્ઞાદિ કર્મો પણ ત્રણ પ્રકારનાં છે. આધિદૈવિક, આધ્યાત્મિક, અને આધિભૌતિક.

કર્તા, કર્મ, જ્ઞાન વિગેરે સર્વે પદાર્થો સાત્ત્વિક, રાજસ, અને તામસ ભેદથી ત્રણ પ્રકારનાં છે. એ વાત ગીતોપનિષત્‌ના સત્તરમા અધ્યાયમાં સવિસ્તાર કહી છે. જેને અહંભાવ નથી અને કર્મની આસક્તિ પણ નથી તે સાત્ત્વિક કર્તા કહેવાય છે. એવો કર્તા સામગ્રી વિગેરે યજ્ઞાદિના કામમાં આવનારા સર્વ પદાર્થોમાં બ્રહ્મભાવ રાખીને તથા કોઈ પણ ફલની ઇચ્છા રાખ્યા સિવાય ફલ તથા કર્મને પ્રભુમાં અર્પણ કરી જે યજ્ઞાદિ કર્મ કરે છે, તે આધિદૈવિક યજ્ઞ છે. આવા સાત્ત્વિક (આધિદૈવિક) યજ્ઞથી પ્રભુ પ્રસન્ન થાય છે. અને તે યજ્ઞના અંતમાં પ્રભુનો (યજ્ઞ નારાયણનો) પ્રાદુર્ભાવ થાય છે. તથા તેને ક્રમમુક્તિ* ફલ મળે છે. અને એવા કર્તા ઉપર અગર પ્રભુ ઘણો જ અનુગ્રહ કરે તો તેને સદ્યોમુક્તિ પણ મળે છે.

દ્વિતીયસ્કંધ સુબોધિની તથા સર્વનિર્ણય નિબંધ વિગેરે ગ્રન્થોનાં દેખવાથી માલુમ પડે છે કે '**દુઃખાભાવપૂર્વક આનંદ (સુખ) પ્રાપ્તિને જ મુક્તિ કહે છે.**' એ મુક્તિ બે પ્રકારની છે. એક સદ્યો-મુક્તિ અને બીજી ક્રમમુક્તિ. પ્રભુની અતિશય કૃપા હોવાથી સદ્યો-મુક્તિ મળે છે. નહિં તો કર્મયોગ, જ્ઞાનયોગ તથા ભક્તિયોગથી ક્રમ-

* 'ज्ञानिनस्तदभिव्यक्तौ कर्तुर्मोक्षः क्रमाद्भवेत्। मर्यादायां क्रममोक्ष एव फलम्। सद्योमुक्तिस्त्वतिकृपया। ब्रह्मज्ञानाभावे तु यज्ञात्मकाद्भगवतः स्वर्गसुखं भवति।

त. नि. प्रकाशस्थ.

મુક્તિ પ્રાપ્ત થાય છે. જ્ઞાનસહિત ભગવદર્પિત કર્મો કરવાં પણ કર્મયોગ કહેવાય છે. અને એનું ફલ ક્રમમુક્તિ છે. શ્રીમદ્ભાગવતના દ્વિતીય સ્કંધમાં ક્રમમુક્તિનું સ્વરૂપ આવી રીતનું છે 'वैश्वानरं याति, तद्विश्वनाभिं, अथोऽनन्तस्य, न यत्र शोको, ततोविशेषं, घ्राणेन गंधं, स भूतसूक्ष्मे, तेनात्मनात्मान ॥ અર્થાત્ કર્મયોગની સિદ્ધિને પ્રાપ્ત થયેલો જીવ તેજોરૂપ, આકાશરૂપ, બ્રહ્મમાર્ગથી અગ્નિલોકમાં પ્રાપ્ત થાય છે. ત્રિલોકીમાં રહેનારા આતિવાહિક જીવો તેને ત્રિલોકીથી અગ્નિલોકમાં પહોંચાડે છે. જેવી રીતે સરકારના ટપાલીઓ (Post-man) કાગળોને ગામમાંથી શહેરમાં, ત્યાંથી રેલપર અને રેલદ્વારા બીજા શહેરમાં અને ત્યાંથી નાનાં નાનાં ગામોમાં અને ગામની ઑફિસમાંથી ઘેરે ઘેર પહોંચાડે છે. તેવી-જ રીતે પ્રભુને ત્યાંના આતિવાહિક નામના અધિકારી લોક જીવને એક લોકથી બીજા લોકમાં અને પર્યંતે ભગવલ્લોક સુધી પહોંચાડતા રહે છે. એ આતિવાહિકો અનેક છે. અને અધિકારાનુસાર સામર્થ્યવાળાં હોય છે. માટે સર્વત્ર અને ભગવલ્લોક પર્યંત એઓની ગતિ અરોક હોય છે. હા, તો હવે જીવને ત્યાં (અગ્નિલોકમાં) અગ્નિસાયુજ્ય મળે છે, અર્થાત્ ત્યાં તેનાં વિષય, ઇંદ્રિય, દેહાદિ બધું આગ્નેયજ થાય છે. વૈશ્વાનરના સંબંધથી જીવનું ત્યાં શોધન થાય છે. પછી ઉપર જઇ શિશુમારના અંતમાં ધ્રુવસ્થાન છે, જે બ્રહ્માંડનો મધ્યભાગ છે; ત્યાં પહોંચ્યા બાદ જીવનું ફરી રૂપાંતર થાય છે. પ્રથમ જીવનું તામસ પ્રચુર શરીર હતું તેને વૈશ્વાનર લોકમાં ત્યજી દીધું. અને ધ્રુવલોકમાં રાજસ શરીરનો પરિત્યાગ કરે છે. ત્યારે જીવનું માત્ર સત્ત્વમય શરીર રહે છે. પછી ત્યાંથી જીવ મહર્લોકમાં જઇ રહે છે. આ લોકમાં એક કલ્પ કાલનું આયુષ્ય હોય છે. અહીં બ્રહ્મવેત્તા જ્ઞાની ભૃગુ વિગેરે મહર્ષિઓ રહે છે. પરંતુ જ્યારે તે લોકનો પણ નાશ થાય છે ત્યારે તે જીવ બ્રહ્મલોકમાં પહોંચે છે. ત્યાં કપિલ જેવા મહાસિદ્ધેશ્વરો રહે છે.

અને ત્યાં જીવનો પરાર્ધકાલ સુધી આવરદા હોય છે, અર્થાત્ બ્રહ્માના જેટલું આયુષ્ય તેમને પ્રાપ્ત થાય છે. ત્યાં લગભગ મોક્ષ જેવુંજ સુખ મળે છે. આ સત્યલોક અથવા બ્રહ્માના સ્થાનમાં સકામ અશ્વમેધાદિ યજ્ઞ કરવાવાળાં પણ લોકભેદથી જઇ શકે છે. પરંતુ તે લોકો પાછા અધોલોકમાં આવી પડે છે. અને આ યોગી જીવ તો અહીંથી પણ આગળ બ્રહ્માંડનું ભેદન કરતો કરતો આનંદમય પ્રભુ પાસે પહોંચી જાય છે. આ બ્રહ્માંડની ચારે તરફ સાત આવરણો આવી રહ્યાં છે. પ્રથમ આવરણ પૃથ્વીનું છે, બીજું જલનું, ત્રીજું અગ્નિનું, ચોથું વાયુનું, પાંચમું આકાશનું, છઠ્ઠું પ્રકૃતિનું અને સાતમું આત્માનું આવરણ છે. આ જીવ પણ પોતાનાં ભૂત સૂક્ષ્મોનાં અંશોનો તથા ઇંદ્રિયોનો પરિત્યાગ કરવા માટે તે સપ્ત આવરણોમાં ધીમે ધીમે પ્રવેશ કરે છે. પહેલાં પૃથ્વી નામના આવરણમાં જઇ તેમાં મળી જાય છે. ત્યાં ઇચ્છા મુજબ ભોગો ભોગવે છે. ફરી ત્યાંથી ક્રમશઃ આકાશ પર્યંત પાંચે આવરણોમાં જઈ મળે છે. પ્રકૃતિના આવરણમાં જઈ ભૂતસૂક્ષ્મ, ઇંદ્રિય, તથા અંતઃકરણનો અર્થાત્ દેહનો પરિત્યાગ કરી શુદ્ધ આત્મસ્વરૂપ થઇ પુરૂષાવરણમાં મળે છે. ફરી ત્યાંથી અક્ષર બ્રહ્મમાં અક્ષર થઈ મળી જાય છે. અક્ષરમાંથી આનંદમય બની પુરૂષોત્તમમાં પ્રાપ્ત થાય છે. આ પુરૂષોત્તમનું સાયુજ્યજ મુખ્ય મુક્તિ કહેવાય છે. આવી રીતે આ ક્રમમુક્તિ મર્યાદાકર્મમાર્ગીય, મર્યાદાજ્ઞાનમાર્ગીય, તથા મર્યાદાભક્તિમાર્ગીયને પ્રાપ્ત થાય છે. આ આધિદૈવિક કર્મમાર્ગમાં યજ્ઞ ભગવાનનો પ્રાદુર્ભાવ થવો અને ક્રમમુક્તિ મળવી એ ફલ છે. અહીં પ્રભુ અથવા પ્રભુશ્રીની કૃપા જ વ્યાપાર (દ્વારભૂત) છે. અને યજ્ઞાદિ કર્મો સાધન છે.

જો કર્તાને બ્રહ્માત્મક ઐક્યભાવ યુક્ત જ્ઞાન ન થયું હોય 'पृथक्त्वेन तु यज्ज्ञानं' આ ભગવદાજ્ઞા પ્રમાણે ઇંદ્રાદિ દેવતાઓમાં તથા

અન્ય યજ્ઞાદિની સામગ્રીમાં પૃથક્ પૃથક્ સ્વતંત્ર ભાવ હોય તો તે જ્ઞાન રાજસ કહેવાય છે.

એવો રાજસજ્ઞાનવાળો સાત્ત્વિક કર્તા અગર લૌકિક કામના રાખ્યા સિવાય માત્ર પોતાના સંકલ્પ પ્રમાણે તે તે દેવતાઓની પ્રાપ્તિ માટે શાસ્ત્રોક્ત વિધિપૂર્વક શુદ્ધ સર્વ સામગ્રીદ્વારા યજ્ઞાદિ કર્મો કરે તો તે ધર્મ આધ્યાત્મિક કહેવાય છે. એવા કર્મથી દેવતા પ્રસન્ન થાય છે. અને તેને દેવતાઓનું સાયુજ્ય તથા આત્મસુખ રૂપ ફલ પોતાના ઉદ્દેશ (સંકલ્પ) પ્રમાણે મળે છે. અહીં તે તે દેવતા જ વ્યાપાર (દ્વારભૂત) છે. વળી જે સ્થાન સ્થાનપર રાગદ્વેષાદિ વિચિત્રભાવો તથા વિવિધકર્મફલોની કામના રાખવાવાળો કર્તા હોય છે તે રાજસકર્તા કહેવાય છે. એવો કર્તા અગર કોઈ પણ ફલની આકાંક્ષા રાખીને અથવા દંભ માટે જ દ્રવ્યાદિ શુદ્ધ સામગ્રીદ્વારા શાસ્ત્રોક્ત વિધિથી યજ્ઞાદિ ધર્મ કરે તો તે કર્મ આધિભૌતિક કહેવાય છે. એવા કર્તાને અદૃષ્ટદ્વારા સ્વસંકલ્પાનુસાર સ્વર્ગાદિ વિવિધ લોકો તથા સ્વકામાનુસાર અનેક નાશવંત ફલો પણ મળે છે. આવા કર્મમાં અદૃષ્ટજ વ્યાપાર છે. અપૂર્વ, અદૃષ્ટ, ભાગ્ય, વિગેરે એક જ પદાર્થનાં ભિન્ન ભિન્ન નામો છે. એ સર્વ કર્મની જ એક અવસ્થા છે. હુવન, દાન, જપ વિગેરે સર્વ કર્મો (ચેષ્ટાઓ) નશ્વર છે. એ બધી ચિરકાલ સુધી રહી શકતી નથી. કર્મોનો નાશ થઈ જવા છતાં પણ તે ચેષ્ટાઓમાંથી એક અપૂર્વ નામની શકિત અથવા સંસ્કાર અંતઃકરણમાં ઉત્પન્ન થાય છે. અંતઃકરણ અતિસૂક્ષ્મ છે. તે જીવને મુક્ત થતાં સુધી છોડતું નથી. બસ, તો આ અપૂર્વદ્વારાજ જીવને ચિરકાલમાં પણ ફલ મળ્યા કરે છે. પાણી એકવાર ગરમ થઈ જવાથી પછી ચૂલામાં ભલે લાકડાં બળતાં ન રહે તો પણ જેમ જલમાં ગરમી આવી જ રહે છે અને તે લગભગ લાંબા વખત સુધી પોતાનું કામ કરે છે; તેમ ખાવું, પીવું,

આપવું, હવન કરવું, મંત્ર બોલવો, વિગેરે ચેષ્ટાઓ થઈ રહ્યા પછી અંતઃકરણમાં સારાં કે નરસાં પોતાનાં કર્મો પ્રમાણે એક સંસ્કાર પેદા થાય છે. બસ, એજ સંસ્કાર અપૂર્વ વિગેરે નામો ધારણ કરે છે. ગીતોપનિષત્‌માં પ્રભુએ એને જ '**સંપત્**' શબ્દથી કહ્યો છે. અને એ દ્વારા જ જીવો ચિરકાલમાં પણ પોતપોતાનાં ફલો ભોગવે છે.

શ્રીમદ્‌ભાગવતના ચતુર્થસ્કંધમાં પ્રાચીનબર્હિ રાજાએ નારદને પ્રશ્ન કર્યો છે કે–'હે પ્રભો!' જે દેહથી સારાં કે નબળાં કર્મો કરાયાં હોય તે દેહને તો લોકો અગ્નિમાં બાળી મુકે છે પછી આ જીવ તે કર્મોનાં ફલ કેવી રીતે, શું કામ, અને કયારે ભોગવે છે? તથા એક બીજી પણ આપત્તિ એ છે કે કર્મ કોઇથી પણ દેખાતું નથી, તો પછી કર્મ પ્રમાણે ફલ મળવું એ કેમ મનાય? એના ઉત્તરમાં બ્રહ્મપુત્ર નારદમહર્ષિ રાજા પ્રાચીનબર્હિને કહે છે કેઃ–

**येनैवारभते कर्म तेनैवामुत्र तत्पुमान् ।**
**भुंक्ते स व्यवधानेन लिंगेन मनसा स्वयम् ॥**
**कर्मात्मन्याहितं भुङ्क्ते तादृशेनेतरेण वा ।**
**यथानुमीयते चित्तमुभयैरिंद्रियैरपि ।**
**एवं प्राग्देहज कर्म लक्ष्यते चित्तवृत्तिभिः ॥**

હે રાજા પ્રાચીનબર્હિષ્! જે દેહમાં જીવ કર્મ કરે છે, તેજ દેહથી બીજા જન્મમાં તે કર્મફલ ભોગવે છે, એ નિશ્ચિત છે. જીવના સ્થૂલ અને સૂક્ષ્મ બે દેહો છે. અને જીવ તે સ્થૂલ અને સૂક્ષ્મ બંને શરીરથી કર્મ કરે છે. કોઈ કોઇ વખતે તો સૂક્ષ્મ દેહ માત્રથી જ કર્મ કરે છે. તે સર્વ કર્મો સૂક્ષ્મ બની સંસ્કારરૂપ થઇને સૂક્ષ્મદેહના સૂક્ષ્મ અંતઃકરણમાં જમા રહે છે. સૂક્ષ્મ અંતઃકરણ અને સૂક્ષ્મદેહ મુક્તિ પર્યંત જીવ સાથે રહે છે. જયાં જયાં આ જીવ જાય છે

ત્યાં ત્યાં અધેય સૂક્ષ્મ અંતઃકરણમાં વાસના ( સંસ્કાર ) રૂપે આ સર્વ કર્મ રહેલાં જ હોય છે. માટે જીવને સ્થૂલદેહની અપેક્ષા રાખ્યા વગર સૂક્ષ્મ દેહદ્વારા ફલ મળે છે. કર્મફલ ભોગવવામાં કર્મ અને જીવની અપેક્ષા પડે છે. તે બંને તેના પ્રત્યેક દેહમાં રહે છે. એ માટે ફલભોગ-માં કોઈ પણ જાતની ત્રુટી (ખામી) રહેતી નથી. સૂક્ષ્મદેહ મુક્તિપર્યંત કાંઈક થોડા ફેરફારથી રહે જ છે. તે સૂક્ષ્મદેહમાં કર્મ સંસ્કારરૂપે જમા રહે છે. અને તે કર્મો પ્રમાણે અન્ય જન્મમાં જીવનો આ સ્થૂલદેહ તૈયાર થાય છે, વધે છે. પછી તે જન્મમાં બીજાં જે કર્મો કરાયાં હોય તે પણ અંતઃકરણમાં જમા થાય છે. અને ત્યાર બાદ મર્યા પછી અદૃષ્ટાનુસાર ત્રીજો જન્મ મળે છે. અહીં એટલું પણ બીજું સમજી રાખવું જોઈએ કે મનુષ્યના મર્યા પછી અગર કોઈ તેના નિમિત્તે કંઈ કર્મ કરે તો સંકલ્પરૂપ વાસના પ્રમાણે તૃપ્તિરૂપ વાસના તેના વાસનામય અંતઃકરણમાં તે જ્યાં હોય ત્યાં જઈ મળે છે. આવી રીતે આ ચક્ર ચાલતું જ રહે છે. જીવ સ્થૂલ સૂક્ષ્મ ઉભય દેહથી કર્મ કરે છે અને તે જ બંને શરીરથી તે તે કર્મફલને ભોગવે છે. બીજા જન્મમાં સૂક્ષ્મદેહસહિત જીવ પેદા થાય છે. માતાના ગર્ભમાં જ માતાએ ખાધેલાં પીધેલાં અન્ન જલાદિના રસદ્વારા સૂક્ષ્મદેહનો ઉપચય (વૃદ્ધિ) થતો રહે છે. સજાતીયગ્રાહકતાના નિયમ પ્રમાણે અન્નાદિના રસમાંથી તે સૂક્ષ્મદેહ તે જ પરમાણુઓને ગ્રહણ કરે છે, કે જે તેના સંસ્કારોને અનુકૂલ હોય છે. અને પ્રતિકૂલ પડતાં પરમાણુ-ઓનો ઝટ પરિત્યાગ કરે છે. એ માટે તે સ્થૂલ દેહ પણ પૂર્વકર્મો પ્રમાણે જ તૈયાર થાય છે. માટે સ્થૂલદેહને બાળી નાંખવાથીએ પણ કર્મભોગમાં કોઈ પણ જાતનો વાંધો આવતો નથી.

બીજું જે એવું કહ્યું છે કે 'કર્મ કોઇથી દેખાતું નથી' તો એનો ઉત્તર પણ એટલો જ છે કે યદ્યપિ કર્મનો વ્યાપાર અમૂર્ત છે અર્થાત્

આંખોથી દેખાતો નથી તો પણ ચેષ્ટા તો આંખોથી જણાય છે. માનસિક ક્રિયા પણ યુક્તિથી પ્રત્યક્ષ થઇ શકે છે. બીજા જન્મમાં પૂર્વજન્મનાં કર્મો યદ્યપિ આંખે દેખાતાં નથી તથાપિ ફલદ્વારા તેઓને પણ જીવ સમજી લે છે. જેમ કોઇને લાત મારવાથી લોકો તેના દર્દને મનની ક્રોધાદિ વૃત્તિઓથી જાણી લે છે. બસ, તેમ જ મનની વૃત્તિઓથી પણ પૂર્વજન્મનાં કર્મોની ખબર પડી જાય છે. એ નિશ્ચય છે કે જેવી ક્રિયા તે મનુષ્ય કરે છે તેવાં જ સંસ્કારો તેના અંતઃકરણ-પટ પર પડે છે. અને જેવા સંસ્કારો હોય છે તેવી જ મનની વૃત્તિઓ થવાની. માટે મનની વૃત્તિઓથી જ જીવના પૂર્વજન્મનાં કર્મોની ખબર પણ પડી જાય છે. આ કર્મનાં સૂક્ષ્મરૂપને જ મીમાંસકોએ અપૂર્વ કહ્યું છે, સ્મૃતિઓમાં સંસ્કાર કહ્યો છે, અને વેદાંત વિગેરે શાસ્ત્રોમાં વ્યાપાર કહ્યો છે, તથા ભગવચ્છાસ્ત્રોમાં **સંપત્** રૂપે એ સૂક્ષ્મ સ્વરૂપને ઓળખ્યું છે. આ અપૂર્વ જ ચિરકાલમાં પણ ફલ અપાવે છે. જોઇએ તેવું ધર્મકર્મ કેમ ન હોય પણ હરેક ધર્મકર્મમાં વ્યાપાર (અપૂર્વ) અવશ્ય હોય છે. પાપની સાથે પણ અપૂર્વ લાગેલું જ હોય છે.

અમે પૂર્વમાં કહી આવ્યા છીએ કે **'વસ્તુના સ્વરૂપને રાખનારી ક્રિયા જ ધર્મ છે, અને વસ્તુસ્વરૂપને નષ્ટ કરનારી ક્રિયા અધર્મ છે.'** અધર્મ કહો કે પાપ કહો બંને એક જ વસ્તુ છે. અધર્મ શબ્દમાં નકારનો અર્થ વિરોધ છે, પણ અભાવ નથી. ધર્મથી જે વિરૂદ્ધ હોય તેને અધર્મ કહેવો. શાસ્ત્રમાં સત્ય બોલવાની આજ્ઞા છે. સત્ય બોલવું એ મનુષ્યના સ્વરૂપને ટકાવી રાખે છે માટે તે ધર્મ છે; અને એથી વિરૂદ્ધ અસત્ય બોલવું એ મનુષ્યના સ્વરૂપનો નાશ કરે છે માટે તે અધર્મ પાપ વિગેરે શબ્દોથી કહેવાય છે. પાપથી નબળું અપૂર્વ (વ્યાપાર) પેદા થાય છે.

આવી રીતે આધિભૌતિક, આધ્યાત્મિક, અને આધિદૈવિક આવા ત્રણ પ્રકારનાં યજ્ઞાદિ નિત્યકર્મો છે. વાસ્તવમાં* નિત્યકર્મોનું જ વેદ પ્રતિપાદન કરે છે. જો કે કામ્યકર્મો પણ વેદમાં કહ્યાં છે; પરંતુ કંઈ કામ્યકર્મો કરાવવાનું વેદનું વાસ્તવ તાત્પર્ય નથી. લોકપ્રચલિત કામનાઓનો જ વેદ અનુવાદ કરે છે. 'स्वर्गकामो यजेत' વિગેરે વેદવાક્યોમાં પણ વસ્તુતઃ નિત્યકર્મોનું જ વિધાન છે. પરંતુ અગર મનુષ્ય પોતાની કામના પર આરૂઢ થઈ કોઈ પણ જાતનાં લૌકિક સુખોનો મનમાં ઉદ્દેશ રાખી કર્મો કરે તો તે કામ્યપ્રયોગો થઈ ગયા કહેવાય. કામ્યકર્મ અને નિત્યકર્મના પ્રયોગો જ માત્ર ભિન્ન છે કર્મ તો એક જ છે, કર્મમાં કાંઈ ભેદ નથી.

'अग्निहोत्रं जुहुयात्स्वर्गकामः,† 'दर्शपूर्णमासाभ्यां स्वर्गकामो यजेत, 'ज्योतिष्टोमेन स्वर्गकामः' વિગેરે વેદવાક્યોથી જીવને યજ્ઞાદિ કર્મો કરવાની પ્રેરણા કરાઇ છે. એ વાક્યોમાં વૈદિક પરિભાષાવાક્ય પ્રમાણે સ્વર્ગ શબ્દના બે અર્થ થાય છે. વેદમાં 'यन्न दुःखेन संभिन्नं न च ग्रस्तमनन्तरम्। अभिलाषोपनीतञ्च तत्सुखं स्वःपदास्पदम्' આ પરિભાષાવાક્ય છે. અર્થાત્-જે સુખ દુઃખથી મળેલું ન હોય, જે નાશયુક્ત ન હોય, જે ઓછું વત્તું પણ ન હોય, અને જે કામના અને કામ્યકર્મોથી પ્રાપ્ત થતું ન હોય તે સુખ સ્વર્ગ શબ્દથી કહેવાય છે. કામનાઓ અનેક પ્રકારની હોવાથી યજ્ઞાદિ કર્મો પણ અનેક જાતનાં છે અને તેમનું ફલ પણ-સુખ પણ કર્માનુસાર જાતજાતનું છે. માટે સ્વર્ગલોક અનેક

* एतत्प्रतिपादकत्वमेव मुख्यतया वेदस्य । त. दी. प्रकाशः ।

† स च स्वर्गो द्विविध इत्याह । 'वाक्यशेषात्त्वात्मसुखं प्रसिद्धेर्लौकउच्यते ।
स्पर्धाऽसूयादिदुःखानि स्वर्गिणां स्युः सदा ध्रुवम् ॥

इत्यादि सप्रकाशस्तत्त्वदीपः ।

છે. ચંદ્રલોક પણ સ્વર્ગ છે, પિતૃલોક પણ સ્વર્ગ છે; આવી રીતે સ્વર્ગલોક અનેક છે. અને તે સ્વર્ગોમાં ઉપરની પરિભાષાથી કહેવાયલું સુખ જોવામાં આવતું નથી માટે સ્વર્ગ શબ્દનો મુખ્ય અર્થ અંતઃકરણનું સુખ છે.

આધ્યાત્મિક યજ્ઞાદિ ધર્મ કરવાથી અંતઃકરણની શુદ્ધિ થયા પછી જે આત્મસુખ પ્રાપ્ત થાય છે તે સુખજ સ્વર્ગ શબ્દવાચ્ય (સ્વર્ગ શબ્દનો મુખ્ય અર્થ) છે. સ્વર્ગ લોકમાં રહેનારાં ઇંદ્રાદિ દેવતાઓને તો પરસ્પરમાં સ્પર્ધા અસૂયા વિગેરે ક્લેશો ઘડી ઘડીએ થતાં રહે છે. અગર તેમનું તે સુખ વત્તું ઓછું ન હોત તો સ્પર્ધા, અસૂયા વિગેરે શા માટે થાત? માટે એથી જણાઈ આવે છે કે તે સ્વર્ગ લોકાદિનાં સુખોમાં પણ તારતમ્ય—ન્યૂનાધિકપણું લાગેલુંજ છે. પરંતુ આત્મ-સુખ તો બધાંને માટે એક સરખું હોય છે. તેમાં વત્તા ઓછા-પણું કાંઈજ રહેતું નથી. સ્વર્ગાદિ લોકોનું સુખ કામનાથી અથવા કામ્યકર્મોથી પ્રાપ્ત થાય છે; પરંતુ આત્મસુખ કામનાથી કે કામ્ય-કર્મો કરવાથી મળી જતું નથી. માટે જેઓ આધ્યાત્મિક યજ્ઞાદિ કર્મો કરે છે તેઓને તે આત્મસુખરૂપ સ્વર્ગ મળે છે. અને જેઓ આધિ-ભૌતિક યજ્ઞાદિ (કામ્યકર્મ) કરે છે, તેઓને સ્વર્ગાદિ લોકનું સુખ મળે છે. વેદમાં જ્યાં જ્યાં સ્વર્ગ શબ્દનો પ્રયોગ આવે ત્યાં ત્યાં બધે તે શબ્દનો નિત્યફલ તથા કામ્યફલ એવો ઉભય અર્થ સમજવો અર્થાત્ આત્મસુખ અને સ્વર્ગલોક.

અહીં એવો એક પ્રશ્ન થઇ આવે છે કે 'વેદમાં આવી જાતની મળેલી વાતો શા માટે કહી છે?' તો એનો ઉત્તર* એ છે કે વેદને કોઈ

* श्लिष्टप्रयोगाद्वेदस्य परोक्षकथनं मतम् ।
बालानुशासनार्थाय रोचनार्थं तथा वचः ॥

પણ પ્રકારે જીવની નિત્યકર્મોમાં રૂચિ કરાવવી છે. અને લાલચ વગર જીવ તે કર્મોમાં કદી પ્રવૃત્ત થતો નથી. એટલા માટે સ્વર્ગલોકની લાલચ આપી જીવ પાસે નિત્યકર્મ કરાવે છે. અગર કોઇ જાતની કામના ન હોય તો નિત્યકર્મોથી ચિત્તશુદ્ધિ થઈ આત્મસુખની પ્રાપ્તિ થાય છે. અને જો કામનાથી નિત્યકર્મો કરવામાં આવે તો તેજ નિત્યકર્મોથી તેની તે કામનાઓ અને સ્વર્ગલોક તેને મળે છે, પરંતુ ચિરકાલમાં તે કામ્યકર્માનું બુરૂં ફલ જોઈ તે જીવની પાછી નિત્યકર્મોમાં પ્રવૃત્તિ થાય છે. આવી રીતે લાલચુ જીવ પાસે પણ તેની કામના છોડાવી ધીમે ધીમે તેને ઉંચા દરજ્જાપર લાવવા માટે વેદે આ કામ્યપ્રયોગ કહ્યો છે. અને એટલા જ માટે વેદે સ્વર્ગ શબ્દથી આવી મળેલી વાત કહી છે. અને આમ છુપી વાત કહેવાની વેદની આદત છે. જેઓ લૌકિકસુખમાં આસક્ત છે તથા અજ્ઞાની છે તો તેઓની આવી લૌકિકાસક્તિ છોડાવી તેમની પાસે નિત્યકર્મ કરાવવા માટે અને પછી નિત્યકર્મોને પણ છોડાવી ભગવદ્ધર્મોનો અધિકારી બનાવવા માટે જ વેદે આ સ્વર્ગલોકાદિની લાલચ આપી છે.

કેટલાક સ્વર્ગાદિ લોકોને અસત્ય કહે છે. તેઓનું કહેવું એવું છે કે સ્વર્ગાદિલોક બીલકુલ સત્ય નથી. માત્ર લોકો પાસે નિત્યકર્મ કરાવવા વાસ્તેજ આ સ્વર્ગાદિની ભૂલભૂલામણી છે. જેમ માતા

अत्र स्वर्गशब्देनोभयमपि संग्राह्यम् ।
तर्हि वेदे प्रधानवाक्येषु निःसंदिग्ध एव स्वर्गशब्दः
कथं न प्रयुज्यते तत्राह । श्लिष्टप्रयोगादिति ।
श्लिष्टप्रयोगस्य च फलं परोक्षकथनम् ।
परोक्षकथनस्यापि प्रयोजनं बालानुशासनम् ।
तेषामनुशासनं रुच्युत्पादनमेव ।

तत्त्वदीपनिबंधः प्रकाशश्च ।

બચ્ચાને દવા પીવડાવવા માટે જ લાડુ ન રહેતા છતાં પણ તેને કહે છે કે* 'બેટા, જો તું દવા પી જઈશ તો તને બાઉ (લાડુ) આપીશ.' અને જ્યારે તે બાળક લાડુની લાલચથી દવા પી જાય છે કે તરત જ માતા તાળી પાડી (હાથ ખંખેરી) કહેવા લાગે છે કે અરે, લાડુ તો જો પેલો કાગડો લઈ ગયો. બસ, આવી જ રીતે કોઈ પણ પ્રકારે જીવ પાસે નિત્યકર્મ કરાવવા માટે જ આ સ્વર્ગની છેતરપીંડી છે. જેના કરવાથી કાંઈ પણ ફલ ન હોય અને ન કરવાથી પ્રત્યવાય લાગતો હોય તેને તેઓ નિત્યકર્મ કહે છે.

તો આવું એ લોકોનું કહેવું માત્ર ભૂલભરેલુંજ કહેવાય. કારણ કે અગર કામના અનુસાર ફલદાનનાં સાધનો ન કહ્યાં હોત, અને તેઓના કરવાથી તદુક્ત સ્વર્ગલોક વિગેરે ફલ પણ ન મળતું હોત માત્ર એકલી ધોખાબાજી જ હોત તો પછી વેદોક્ત નિત્યકર્મોમાં કોઇની પણ પ્રવૃત્તિ ન થાત. કદાચ સ્વર્ગાદિક ફલોને અર્થવાદ સમજી અસત્ય કહો તો પણ તેની તેજ આપત્તિ આવી પડવાની. વેદોક્ત ફલ અને સાધનો વિષે કોઈને પણ અવિશ્વાસ નથી. હવે વેદ અગર એક જગ્યાએ કોઈ અન્ય આશયથી પણ મિથ્યા વાતને સત્ય દેખાડી કહી નાંખે અને લોકોને કદાચ તેની તે મિથ્યા બોલવાપણાની ચાલાકી માલમ પડી જાય તો પછી સર્વત્ર વેદપરનો બધો જ વિશ્વાસ ઉડી જાય.

બીજું જે એવું કહ્યું છે કે "જેના ન કરવાથી પ્રાયશ્ચિત્ત લાગે

---

* यदि कामितफलार्थं साधनं वेदेन नोच्येत । ततः फलं च यदि न स्यात्तदा वेदे अनाश्वासप्रसंगान्नित्ये प्रवृत्तिः कुंठिता स्यात्। असद्गुणस्य सद्वद्बोधने तद्भागस्य प्रतारणत्वापत्तेर्विध्यंशेऽप्युपप्लवाच्चेत्यादि आवरणभंगे श्रीपुरुषोत्तमचरणाः । यद्यात्रदुक्तकर्तव्य नियतफलं तन्नित्यं न तु फलरहितम् । अकरणे राजदंडवत्प्रत्यवायः । न हि राजसेवायां फलाभावः । तत्त्वदीपप्रकाशः ।

અને કરવાથી જેનું કંઈ પણ ફલ ન હોય તેને નિત્યકર્મ કહે છે." તો તેમનું આ કથન પણ વાસ્તવ નથી. આવી રીતે માની લેવાથી શાસ્ત્રમાં સર્વત્ર સંધ્યાવંદન, અગ્નિહોત્રાદિનાં જે ફલો કહ્યાં છે, તે બધાં જ મિથ્યા થઈ જશે. ભગવદાજ્ઞા અનુસાર કર્મ કરવું એ પણ એક પ્રકારે પ્રભુની આજ્ઞાપાલનરૂપ સેવા છે. રાજાની સેવા કરનાર આદમીને કાંઈ પણ ફલ ન મળે એ બની શકતું નથી. તેઓને ફલ તો મળે છે, પરંતુ નિયતફલ મળે છે. આવી રીતે વેદોક્ત નિત્યકર્મ કરનારાં તથા આજ્ઞા-પાલનરૂપ ભગવત્સેવા કરનારને પણ નિયતફલ તો મળે જ છે. કામ્ય-કર્મ કરવાવાળાઓને અનિત્ય તથા ક્ષણિક ફલ મળે છે, જ્યારે નિત્ય-કર્મ કરવાવાળાઓને નિયત તથા નિત્યફલ મળે છે. વેદમાં એક અક્ષરની પણ અસત્ય વાત કહેવાઈ નથી.

એ અમે પૂર્વમાંજ કહી આવ્યા છીએ કે અનધિકારીને પણ ક્રમશઃ અધિકારી બનાવી નિત્યકર્મ કરાવવા માટે જ વેદે લોકપ્રચ-લિત કામનાઓનો અનુવાદ કરી કામ્યકર્મોનું વિધાન કર્યું છે. વેદનું ખરૂં તાત્પર્ય તો માત્ર નિત્યકર્મ કરાવવાનું જ છે. નાસ્તિક વેદાન્તી-ઓની સંગતિમાં પડી અગર કોઈનો છોકરો નાસ્તિક થઈ ગયો હોય અને પછી તેને કોઈ જાતનું દુઃખ પડતાં ધનાદિની આવશ્યકતા પડે અને તે પોતાના પિતા પાસે આવી પૂછે કે આપના વેદમાં ધન પ્રાપ્તિ કરવાનો શો ઉપાય છે ? અને પછી પિતાએ બતલાવેલા વેદોક્ત કામ્યકર્મ કરવાથી જો તેને ધન મળી ગયું તો એક વખત તો તેનો વેદપર વિશ્વાસ જરૂર બેસે. પછી જ્યારે જ્યારે કામ પડે ત્યારે ત્યારે તે તે કામ્યકર્મો કરે અને તેથી ફલસિદ્ધિ થતી જાય તો તેનો વેદોક્ત વાતપરનો વિશ્વાસ દૃઢ થઈ જાય. પછી કામ્યકર્મ કરતાં તેને અગર અન્ય વચનદ્વારા એ ખબર પડી જાય કે કામ્યકર્મોનું ફલ દુઃખમિશ્ર છે અને ક્ષણિક છે; અને આ વાતનો તેને અનુભવ પણ મળે તો

જરૂર તે કામ્યકર્મોને છોડી નિત્યકર્મો કરવા લાગશે. પછી નિત્યકર્મ વિષયક શાસ્ત્ર જોવાથી જ્યારે તેને એ પણ માલુમ પડી જાય છે કે કર્મ કરવાની સામગ્રી, મંત્ર, ઋત્વિક, ફલ, કર્તા, વિગેરે સર્વ ભગવાન્ જ ભગવાન્ છે; તો જરૂર કોઈ દિવસ તે ભગવદ્ભક્ત પણ બની જાય. બસ, આવી જ રીતે વેદે સંસારી મનુષ્યોને પણ ક્રમશઃ ઉચ્ચ અધિકારમાં લાવવા માટે જ આ કામ્યકર્મોનું વિધાન કર્યું છે. વાસ્તવમાં વેદનું તાત્પર્ય નિત્યકર્મ, ભગવદ્ધર્મ, તથા ભગવદ્ભક્તિમાં જ છે, પણ કામ્યકર્મોમાં સમાયલું નથી.

આજ વાતને પ્રકારાંતરે પણ કહી શકીએ છીએ. ભલે, કામના હજારો હોય, પણ સુખૈષણા (સુખકામના)માં જ સર્વનો સમાવેશ થઈ જાય છે, એ અમે પૂર્વમાં કહી આવ્યા છીએ. મહાભારતમાં કહ્યું છે કેઃ—

अर्थागमो नित्यमरोगिता च प्रियश्च भार्या प्रियवादिनी च ।
वश्यश्च पुत्रोऽर्थकरी च विद्या षड् जीवलोकस्य सुखानि राजन ॥

અર્થાત્—હે રાજા ! ધન મળવું, નીરોગી રહેવું, હિત કરનાર મિત્ર મળવો, મીઠાં વચન બોલનારી સ્ત્રી મળવી, આજ્ઞાકારી પુત્ર મળવો, અને જેથી અર્થ મળતો રહે એવી વિદ્યા આવવી, આ છ જીવલોકનાં સુખો છે. ખરી રીતે જોતાં આ છ કામનાઓમાં જ સર્વ સુખ કામનાઓનો સમાવેશ થઇ જાય છે. યદ્યપિ આ છએ સુખ છે તો પણ તે એક એક અલગ અલગ મળે અને બીજું એની સાથે ન હોય તો પણ તે દુઃખ દેનારાં થઈ પડે છે. ધન ખુબ મળતું હોય પણ જો ખુદ ધનીના શરીરમાં કે સ્ત્રીપુત્રાદિના શરીરમાં રોગ ઘર કરી બેઠો હોય તો તે ધન પણ દુઃખરૂપે જ માલમ પડે છે. સ્ત્રી, પુત્ર સારાં મળ્યાં હોય અને આપ પોતે દરિદ્રી હોય અથવા

મૂર્ખશિરોમણિ કે રોગી રહેતો હોય તો સ્ત્રી, પુત્ર, અને પોતાનો આત્મા સદા દુઃખીજ રહે છે. માટે એ સર્વ સાથે હોય અથવા બે ત્રણ સાથે હોય તો જ સુખ મળે છે. ભવતુ. અગર બે ત્રણ વસ્તુ સાથે મળી હોય તો પણ જોવામાં આવે છે કે લોકો દુઃખીજ રહે છે. જોઈએ તેટલા સુખ માટે ઉપાયો આદરો પરંતુ જો દૈવમાં (ભાગ્યમાં) દુઃખ ભોગવવાનું જ લખ્યું હશે તો આપોઆપ અચાનક કોઈ પણ સ્થળેથી તે ચાલ્યું જ આવશે. કેવળ ઉપાય (ઉદ્યોગ) કરવાથીજ સુખ મળી જતું નથી. સુખ થવાનું પણ ભાગ્ય હોવું જોઈએ. સુખના ઉપાયો અને ભાગ્ય એ બંને હોય ત્યારે જ સુખ મળે છે.

અહીં એક એવો પ્રશ્ન થઈ આવે છે કે જ્યારે ઉપાય કરવાથી પણ સુખ મળતું નથી, તથા સુખના ઉપાયો ન કરનારને પણ સુખ મળેલું જોઈએ છીએ માટે માનવું પડશે કે ભાગ્યજ મોટું છે. સારૂં ભાગ્ય હોય તો પછી કર્મ, ઉદ્યોગ ન કરો તો પણ સુખ મળવાનુંજ ઉદ્યોગ કરવો વ્યર્થ છે. ભાગ્યપરજ બેસી રહેવું ઠીક છે. તો એનો ઉત્તર એ છે કે ભાગ્ય પણ ઉદ્યોગ વગર ફળ આપતું નથી. ભાગ્યવાનને પણ કર્મ તો કરવું જ પડે છે. કર્મ અને ભાગ્ય અવિનાભૂત (એક બીજા વગર રહેતું નથી) છે, એક બીજાને સહાયક છે. ભારતમાં કહ્યું છે કેઃ—

> यथा ह्येकेन चक्रेण न रथस्य गतिर्भवेत् ।
> एवं पुरुषकारेण विना दैवं न सिध्यति ॥

જેમ માત્ર એક ચક્રના રહેવાથી રથ ચાલી શકતો નથી. ચાલવામાં તો બંને ચક્રની અપેક્ષા પડે છે; તેમ ઉદ્યોગ (કર્મ) વગર કેવળ ભાગ્યથી પણ સુખાદિની સિદ્ધિ મળતી નથી. બીજું અન્યત્ર

ત્યાંજ લખ્યું છે કે જો ભાગ્ય સારૂં હોય તો ક્યાંય ને ક્યાંયથી સુખ મળી જ જાય છે. અને એ ઉદ્યોગ તથા ભાગ્યના સંબંધમાં લોકોનો અનુભવ પણ ઉભય પ્રકારનો હોય છે. માટે સ્વીકારવું પડશે કે ઉદ્યોગ અને ભાગ્ય બંનેથી સુખ મળે છે; પણ કોઈ એકથી નહિ. શાસ્ત્રવચનોનો વિચાર કરવાથી એ વસ્તુતત્ત્વ માલમ પડે છે કે ભાગ્ય, દૈવ, પ્રારબ્ધ, વિગેરે સર્વ કર્મનાં જ અવસ્થાનુસાર નામાન્તરો છે. કર્મ ત્રણ પ્રકારનું છે. ક્રિયમાણ, સંચિત, અને પ્રારબ્ધ. જે કામ (ચેષ્ટા) અમે આજકાલ કરી રહ્યાં છીએ તે ક્રિયમાણ કર્મ છે. જે કર્મોને અમે એક બે જન્મોમાં પણ ન ભોગવી શકીએ અને જે જમાજ રહેતું હોય તે સંચિત કર્મ છે. અને ન્યાયકર્ત્તાએ જે કર્મો અમારા ફળભોગ માટે તૈયાર કરી રાખ્યાં છે અથવા જે કર્મો પાકી ફલોન્મુખ (ફળ દેવા તૈયાર) છે, તે પ્રારબ્ધ છે; અને એ જ ભાગ્ય, દૈવ વિગેરે શબ્દોથી કહેવાય છે. સર્વ કર્મો સંસ્કારરૂપે (સૂક્ષ્મરૂપે) અંતઃકરણમાં જમા રહ્યાં છે, એ અમે પૂર્વમાં કહી આવ્યા છીએ. તો હવે પ્રારબ્ધ કર્મથી સુખપ્રાપ્તિ તથા દુઃખપ્રાપ્તિનો જેટલો સંબંધ રહ્યો છે તેટલો સંચિત, ક્રિયમાણથી રહ્યો નથી.

કર્મની એવી રીત છે કે જ્યાં સુધી તે પકવ ન થાય ત્યાં સુધી તેથી ફલ મળતું નથી. અથવા જ્યાં સુધી ન્યાયકર્તા તે કર્મોને ફલ આપવા ક્રમવાર તૈયાર ન કરે ત્યાં સુધી તે કર્મો ફલ આપતાં નથી. માટે અહીં બુરાં કર્મો કરતાં છતાં પણ ક્યારેક સુખ મળે છે અને ક્યારેક અહીં સારાં કર્મો કરતાં છતાં પણ દુઃખનો ભેટો થાય છે. કારણ કે સુખ તથા દુઃખ એ ફલ છે અને ફલનો વિશેષ સંબંધ ફલોન્મુખ કર્મ (પ્રારબ્ધ) સાથે છે. તો વળી પાછો પેલો પૂર્વનો પ્રશ્ન તદવસ્થ જ રહ્યો કે 'કર્મ કરવાની શી આવશ્યકતા છે' આમ કહો તો તેનો ઉત્તર એ છે કે તો પણ કર્મ તો કરવું જ પડશે. પૂર્વ કર્મ, જન્મસંસ્કાર, કિંવા

પ્રારબ્ધ જ એવું હોય છે કે તે કર્મ કરાવ્યા વગર રહેતું નથી. કર્મ કરવું કે ન કરવું એ કંઈ મનુષ્યના હાથમાં નથી, પ્રારબ્ધ જ આપોઆપ મનુષ્ય પાસે કર્મ કરાવતું રહે છે. જેમ ધનુષથી છુટેલાં બાણો પાછાં વાળી શકાતાં નથી; પછી જોઈએ તો તે અપરાધીને મરાયાં હોય અથવા નિરપરાધીને. તેમ પ્રારબ્ધનો પણ ફેરફાર થઇ શકતો નથી. તે જેવું હોય તે મુજબ મનુષ્યએ ચાલવુંજ પડે છે; તેવાં કર્મો કરવાં જ પડે છે.

એક વાત બીજી પણ છે કે "सर्वारंभा हि दोषेण धूमेनाग्निरिवावृताः" જેમ અગ્નિ સાથે ધૂમાડો વિંટાયલો જ હોય છે તેમ કર્મો સાથે પણ દોષો લાગેલાં જ હોય છે. મનુષ્ય નખશિખાંત ભૂલથી ભરેલો છે. ભૂલથી દોષો થવાનો સંભવ છે અને દોષોનું ફલ દુઃખ છે. એ દુઃખ ભોગવવા માટે જન્મ લેવોજ પડશે. અને જ્યાં જન્મ લીધો એટલે કર્મો જરૂર કરવા પડવાનાંજ. બીજી વાત એ છે કે જેમ કર્મની સાથે દુઃખ દેનારો ભાગ–દોષ મળેલો છે તેમ તેમાં સુખદાયક ભાગ–સારૂં પ્રારબ્ધ પણ જોડાયલું છે. અને તે સુપ્રારબ્ધનું ફલ સુખ છે તે સુખદુઃખને ભોગવવા માટે અવશ્ય જન્મ લેવો પડે છે. અને જન્મ લીધો એટલે કર્મ પણ જરૂર કરવાં જ પડશે. કેટલાકને કર્મને વશ થઈ જન્મ ધારણ કરી કર્મો કરવાં પડે છે તો કેટલાકને ભગવદાજ્ઞાથી જન્મ ધારણ કરી કર્મ કરવાં પડે છે. પરંતુ તે બંનેને પણ કર્મો તો જરૂર કરવાં જ પડે છે. માટે જ અમે ઠીક કહી આવ્યા છીએ કે પ્રારબ્ધ ( દૈવ ) અને કર્મ બંનેની આવશ્યકતા છે.

દેહ, ઇંદ્રિય, તથા અંતઃકરણવાળાં મનુષ્યોથી ક્ષણ ભર પણ કર્મ કર્યા વગર રહી શકાતું નથી. કર્મ ન કરવાનો સંકલ્પ કરતા છતાં પણ મનુષ્યને જબરદસ્તી કર્મ કરવાં જ પડે છે. શ્રીમદ્ભાગવતમાં કહ્યું છે કે—

'नहि कश्चित् क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।
कार्यते ह्यवशः सर्वो गुणैः स्वाभाविकैर्बलात् ॥

કોઈ પણ મનુષ્ય એક પલક ભર પણ કર્મ કર્યા વગર રહી શકતો નથી. તેની અનિચ્છા હોવા છતાં પણ તેના સ્વાભાવિક ગુણો તેની પાસે બદ્દેબાદ કર્મ કરાવે છે.

તો હવે આટલા વિસ્તારથી એ સિદ્ધ થઈ ચૂક્યું કે વેદનું તાત્પર્ય નિત્યકર્મ કરાવવાનું છે પણ કાંઈ કામ્યકર્મ કરાવવાનું નથી. જે નિત્યકર્મો કરાય છે તે જ અગર કોઈ કામના રાખી કરવામાં આવે તો તેમનાથી કામનાઓની સિદ્ધિ થાય છે, અને તે જ કામ્યકર્મો થઈ જાય છે. માટે પ્રયોગનો જ માત્ર ભેદ છે, કર્મનો ભેદ નથી. આધિદૈવિક કર્મોથી સાયુજ્યમુક્તિ મળે છે, આધ્યાત્મિક કર્મોથી ચિત્તશુદ્ધિ (આત્મસુખ) થાય છે, અને કામ્યકર્મોથી સ્વર્ગાદિ લોકની પ્રાપ્તિ થાય છે—અર્થાત્ તેથી પ્રાકૃત સુખ મળે છે. મનુષ્યસુખથી* માંડી પ્રજાપતિ સુખ સુધીનાં વિવિધ સુખો છે. તૈત્તિરીયોપનિષત્‌માં એ સુખોની ગણના કરી છે. મનુષ્ય અગર સુંદર અને નીરોગી હોય, યુવા હોય, અતિશય વિદ્વાન્ હોય, તેની આશાઓ પૂર્ણ થતી હોય, મન તથા શરીરે બળવાન્ હોય, સર્વ પૃથ્વીના ધનનો તે એકલો માલીક હોય તો આવા સુખને મનુષ્ય સુખ કહે છે. એવા મનુષ્યસુખથી સોગણું દેવગંધર્વનું સુખ હોય છે, આમ એક એકથી શતગુણ (સોગણું) વૃદ્ધિ પામતા પ્રજાપતિસુધીનાં સુખો કહ્યાં છે. પરંતુ એ સર્વ સુખો પ્રાકૃત છે. પ્રકૃતિ સાથે સંબંધ ધરાવનાર સુખોમાં અનેક

---

* युवा स्यात्साधु युवाध्यापकः । आशिष्ठो द्रढिष्ठो बलिष्ठो । तस्येयं पृथ्वी सर्वा वित्तस्य पूर्णा स्यात् । स एको मानुष्य आनंदः। ये ते शतं मनुष्यगंधर्वाणाम्. ये ते शतं प्रजापतेरानंदाः । इत्यादि । तैत्तिरीयोपनिषत्.

જાતનાં દુઃખો મળ્યાં હોય છે. સ્પર્ધા, અસૂયા, અત્યય, અને વ્યય એ બધાં પ્રાકૃત સુખો સાથે જોડાયલાં દુઃખો છે. જો સુખમાં થોડું ઘણું પણ તારતમ્ય આવ્યું કે તરત જ ત્યાં સ્પર્ધા, અસૂયારૂપ દુઃખ થવાનું જ. સુખમાં સ્પર્ધા અને અસૂયા થવી એ આ લોકમાં જેમ પ્રત્યક્ષ છે તેમ સ્વર્ગાદિ લોકોમાં પણ સ્પર્ધા, અસૂયાદિ દોષો છે. ભારત, રામાયણ, શ્રીભાગવત વિગેરે ગ્રંથોમાં દેવો તથા દાનવોના સ્પર્ધા અસૂયા વિગેરે દુઃખોની કથાઓ સવિસ્તાર વર્ણવી છે. પ્રાકૃત સ્વર્ગાદિ સુખનો વ્યય (ક્ષય) થતો રહે છે. એ પણ એક જાતનું તેમાં દુઃખ છે; અને સહુથી મોટું દુઃખ તો ત્યાં એ છે કે તે સુખનો એક દિવસે અંત આવે છે. કોઈ કવિએ એક શ્લોકમાં સ્વર્ગીઓનાં દુઃખનો આવી રીતનો ચિતાર આપ્યો છે.

सर्वे स्वर्गसुखार्थिनः क्रतुशतैः प्राज्यैं यजन्ते जडा–
स्तेषां नाकिपुरे प्रयाति विपुलः कालः क्षणार्धं यथा ॥
क्षीणे पुण्यधने स्थितिर्न तु यथा वेश्यागृहे कामिनां
तस्मान्मोक्षसुखं समाश्रयत भोः सत्यं च नित्यं च यत् ॥

અજ્ઞાની લોકો સ્વર્ગાદિ સુખની કામના રાખી ધર્મ કરે છે તે યજ્ઞાદિ ધર્મોથી તેઓને સ્વર્ગાદિ મળે છે. પરંતુ તેઓનો તે કાલ ત્યાં એક ક્ષણની માફક બહુ ઝડપથી ચાલ્યો જાય છે. તેમનું પુણ્યધન ખર્ચાઈ રહેતામાં જેમ કામી લોકોને ધન ખલાસ થઈ જતામાં વેશ્યાનાં ઘરોમાંથી કાઢી મુકવામાં આવે છે તેમ તેઓને પણ સ્વર્ગાદિ લોકોમાંથી નીચે ફેંકવામાં આવે છે અને પછી તેઓને અહીં મનુષ્ય લોકમાં જન્મ લેવો પડે છે. ભગવદ્ગીતામાં પણ પ્રભુએ આજ્ઞા કરી છે કેઃ—

'त्रैविद्या मां सोमपाः पूतपापा यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयन्ते।
ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति॥

કેવલ કર્મવિદ્યા (કામ્યકર્મ) પ્રવીણ લોકો સોમયાગ પર્યંતનાં યજ્ઞોદ્વારા મારૂં (ભગવાનનું) પૂજન કરી પવિત્ર થાય છે. પરંતુ સ્વર્ગાદિલોકની કામના કરે છે માટે તેઓ પોતાની કામના મુજબ અનેક સ્વર્ગાદિલોકનાં સુખો ભોગવી પુણ્યક્ષય થઈ જતામાં ફરી અહીં મૃત્યુલોકમાં જન્મ લેય છે. માટે માનવું જોઈશે કે સ્વર્ગાદિસુખો અનિત્ય તથા દુઃખમિશ્ર છે. અને દુઃખમિશ્ર તથા અનિત્ય ફલદાયક કર્મ કરાવવાનું તાત્પર્ય વેદનું સંભવી શકતું નથી. વેદ સર્વજ્ઞ છે અને લોકહિતના અર્થે જ પ્રાદુર્ભૂત છે. તે આ અજ્ઞ અને અસમર્થ જીવોને વારંવાર જન્મ મરણનાં ચક્રોમાં (સંસારમાં) નાંખવાનો ઉપાય બતાવી શકતો નથી. એટલા માટે વેદનું મૂલ તાત્પર્ય તો નિત્યકર્મ કરાવવા પૂરતું જ છે. કામ્યકર્મોનું ફલ હીન છે અને આવાં હીનફલવાળાં કર્મો વેદમાં હોઈ શકતાં નથી.

વેદ, પુરાણ, અને સ્મૃતિઓમાં દેહ છોડ્યા પછી જીવને પરલોકમાં જવા માટે ત્રણ માર્ગો કહ્યા છે. તેમાંનો એક માર્ગ આસુરી સંપત્તિવાળાઓ માટે છે, જે ક્યારે પણ બ્રહ્મપર્યંત પહોંચતો જ નથી. જીવન મરણનાં ચક્રમાં જ સદા જીવને રાખે છે. અને બીજા બે માર્ગો દૈવસંપત્તિવાળા માટે છે. તેમાંનો એક દેવયાન અને બીજો ધૂમમાર્ગ. વેદમાં કહ્યું છે કે--

"तद्य इत्थं विदुर्ये चेमेऽरण्ये श्रद्धा तपइत्युपासतेऽर्चिषमभिसंभवन्ति। अर्चिषोऽहरह्न आपूर्यमाणपक्षमापूर्यमाणपक्षाद्यान् षड्डुदङ्ङेति मासाँस्तान् मासेभ्यः संवत्सरं संवत्सरादादित्यमादित्याच्चंद्रमसं चंद्रमसो विद्युतं तत्पुरुषोऽमानवः स एतान् ब्रह्म गमयति एष देवपथो ब्रह्मपथ एतेन प्रतिपद्यमाना इमं मानवमावर्तं नावर्तन्ते"। छांदोग्योपनिषत्

**अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् ।**
**तत्र प्रयाता गच्छन्ति ब्रह्म ब्रह्मविदो जनाः॥ गीतोपनिषत् ॥**

'જે કોઈ મનુષ્ય (જ્ઞાન સહિત કર્મયોગી) તે પરબ્રહ્મને આવી રીતે જાણી લે છે. પ્રત્યક્ષ દર્શન કરી લે છે; અને જે લોકો નિવૃત્તિ માર્ગમાં રહી ભક્તિજ્ઞાનસહિત વેદોક્ત ધર્મ–કર્મનું આચરણ કરે છે; તે બંને મર્યા પછી અગ્નિની આહુતિમાં થઈ તેજમાં મળી જાય છે, તેજથી દિનમાં મળે છે; દિવસમાંથી શુક્લપક્ષમાં પહોંચે છે. શુકલ પક્ષમાંથી છ મહિનાના ઉત્તરાયણમાં આવે છે, ત્યાંથી સંવત્સરમાં પ્રાપ્ત થાય છે. સંવત્સરથી સૂર્યમાં મળે છે, સૂર્યથી ચંદ્રમામાં પ્રાપ્ત થાય છે. અને ત્યાંથી વિદ્યુલ્લોકમાં પહોંચે છે. અહીં સુધી આ જીવને પ્રત્યેક સ્થાનનો ભિન્ન ભિન્ન પ્રાકૃત પુરૂષ (આતિવાહિક) ત્યાં ત્યાં તેને પહોંચાડતો રહે છે. પરંતુ વિદ્યુલ્લોકથી આગળ તેની (પ્રાકૃત પુરૂષની) ગતિ હોતી નથી, તેથી અહીંથી અલૌકિક પુરૂષ (ભગવત્ પાર્શ્વાદિ) જીવને પરબ્રહ્મમાં પહોંચાડે છે. આ માર્ગનું નામ દેવયાન છે. આ માર્ગથી બ્રહ્મની પ્રાપ્તિ (સાયુજ્ય મુક્તિ) થાય છે. આ માર્ગને બ્રહ્મમાર્ગ પણ કહે છે. આ માર્ગથી ગતિ કરનાર ફરી આ પ્રાકૃત સૃષ્ટિમાં કર્મવશ થઈ આવતો નથી.

બીજી શ્રુતિમાં પણ કહ્યું છે કે:—अथ य इमे ग्राम इष्टापूर्ते दत्तमित्युपासते ते धूममभिसंभवन्ति धूमाद्रात्रिं रात्रेरपरपक्षम परपक्षाद्यान् षड् दक्षिणैति मासाँस्तान्नैते संवत्सरमभिप्राप्नुवन्ति मासेभ्यः पितृलोकं पितृलोकादाकाशमाकाशाच्चन्द्रमसमेष सोमो राजा तद्देवानामन्नं तं देवा भक्षयन्ति। तस्मिन्यावत्संपातमुषित्वायथैतमेवाध्वानं पुनर्निवर्तन्ते, यथेतमाकाशमाकाशाद्वायुं वायुर्भूत्वा धूमो भवति, धूमो भूत्वाऽभ्रं भवत्यभ्रं भूत्वा मेघो भवति मेघो भूत्वा प्रवर्षति। त इह व्रीहियवा औषधिवनस्पतयस्तिलमाषा इति जायन्ते, यो यो ह्यन्नमत्ति। यो रेतः सिञ्चति तद्भूय एव भवति। छांदोग्योपनिषत् ॥

धूमो रात्रिस्तथा कृष्णः षण्मासा दक्षिणायनम् ।
तत्र चांद्रमासं ज्योतिर्योगी प्राप्य निवर्तते ॥

॥ गीतोपनिषत् ॥

અને જે કોઈ મનુષ્ય (કેવલ કર્મયોગી) કોઈ પણ પ્રકારની કામના રાખી યજ્ઞદાનાદિ ધર્મ-કર્મ કરે છે તો તે મર્યા પછી ધૂમમાં મળી રાત્રિમાં પહોંચે છે. રાત્રિમાંથી કૃષ્ણપક્ષમાં જાય છે, કૃષ્ણપક્ષથી ષણ્માસ દક્ષિણાયનમાં મળે છે. દક્ષિણાયનમાંથી સંવત્સરમાં પહોંચે છે. સંવત્સરથી કેટલાક દિવસમાં પિતૃલોકમાં પ્રાપ્ત થાય છે. પિતૃલોકથી આકાશમાં અને આકાશમાંથી ચંદ્રમામાં મળે છે. ચંદ્રમા સોમરૂપ છે. અને તે ત્યાંના દેવતાઓનું અન્ન કહેવાય છે. તેને દેવતાઓ ખાય છે. તે જીવ દેવલોકમાં જ્યાં સુધી તેનું પુણ્યકર્મ રહે છે ત્યાં સુધી સુખ ભોગવે છે. પુણ્યક્ષય થયા બાદ યથાગત 'જે માર્ગથી આવ્યો હોય તે' માર્ગ પ્રમાણે પાછો આ મૃત્યુ લોકમાં આવે છે. ચંદ્રમામાંથી જળરૂપ થઈ આકાશમાં આવે છે. આકાશથી વાયુમાં, વાયુથી ધૂમ થાય છે, ધૂમથી વાદળમાં આવે છે; વાદળથી વર્ષાના વાદળમાં મળે છે, પછી ચાતુર્માસમાં વાદળો થઈ વૃષ્ટિરૂપે પૃથ્વી ઉપર પડે છે. પૃથ્વીથી પછી અન્ન, વનસ્પતિ અથવા ઔષધિ થાય છે. તે ઔષધિ, વનસ્પતિ અથવા અન્ન જે મનુષ્યના અદૃષ્ટ ( સંસ્કાર )નું હોય છે, તેના જ ઘેર કોઇને કોઈ રીતે પહોંચે છે તે તેને ખાય છે, પછી તે બંને દંપતિના વીર્ય તથા રજોદ્વારા જીવ થઈ આ લોકમાં જન્મ ધારણ કરે છે. મરણ થયા પછી સ્વર્ગલોકમાં પહોંચતા સુધી અને ત્યાંથી અહીં આવતા સુધી જીવ તથા સૂક્ષ્મ દેહનો વિચ્છેદ થતો નથી. તે તે સ્થાનોમાં તે તે દેહો બદલતા જાય છે. જેમ ઘાસ માકડી ચાલતી વખતે પાછળના પગથી પૂર્વના સ્થાનને

મજબૂત પકડી રાખી આગળના સ્થાનપર પોતાના પગ સ્થિર કરે છે. બસ, તેમ જ જીવ પણ કર્મોપસ્થાપિત સારા કે ખરાબ દેહને ગ્રહણ કરી આ પુરાતન સ્થૂલદેહનો પરિત્યાગ કરે છે. અને તે સૂક્ષ્મદેહ સહિત જ જીવ પોતાના દેહોને બદલતો બદલતો સ્વર્ગાદિ લોકમાં પહોંચી જાય છે. કિંવા નરકાદિમાં જઈ મળે છે. આ પ્રમાણે ત્યાંથી વળતી વખતે પણ અહીં સુધી દેહોને બદલતો બદલતો ચાલ્યો આવે છે.

વેદમાં કહ્યું છે કે—तस्य हैतस्य हृदयस्याग्रं प्रद्योतते येन प्रद्योतनैष आत्मा निष्क्रामति चक्षुषो वा मूर्ध्नो वा। छांदोग्योपनिषत्। અર્થાત્—આ સ્થૂલદેહનો વિયોગ થયાની થોડી વખત પહેલાં જીવના હૃદયના અગ્રભાગમાં પ્રકાશ (જ્ઞાન) થાય છે તે વખતે ખુબ ત્વરાથી સંસ્કારોપસ્થાપિત દેહોનું સ્મરણ થાય છે. જે દેહ પ્રારબ્ધોપસ્થાપિત હોય છે તે થોડીવાર સુધી રહે છે. બસ, જીવાત્મા એને જ ગ્રહણ કરી ચાલવા મંડે છે. જો જીવાત્મા મસ્તકના દશમા દ્વારથી નિકળે તો તેની મુક્તિ થાય છે; અર્થાત્ મુક્ત થનાર જીવના પ્રાણ અને જીવ મૂર્ધાથી (મસ્તકમાંથી) નિકળે છે અને જેને ઉત્તમ લોકમાં જવું છે તેનો જીવ ઉપરનાં દ્વારોમાંથી નિકળે છે અને જેની તૃતીયગતિ (આસુર) થનારી છે તો તેનો જીવ અધોદ્વારથી નીકળે છે. આ વાત ક્યારે ક્યારેક બદલતી જાય છે. વેદમાં સકામ અને નિષ્કામ બે ગતિ પ્રથમ કહી છે. કામનાદ્વારા પ્રેરાઈ કામ્યકર્મો કરનારાં અજ્ઞાનીઓને તેમની કામના મુજબ અનંત પ્રકારની અહીં કે સ્વર્ગાદિ લોકમાં ઉચ્ચ ગતિ પ્રાપ્ત થાય છે. કેવલ કર્મનું ફલ આજ મળશે એમ સૂક્ષ્મ રીતિએ કોઈ કહી શકતું નથી. સ્વર્ગીય જીવો પુણ્ય શેષ રહે ત્યાં સુધી ત્યાં રહેવા પામે છે અને પુણ્ય પુરૂં થઈ જતામાં ત્યાંથી તેમને નીચે ફેંકવામાં આવે છે. જ્યારે તેઓ ત્યાંથી પાછા ફરે છે ત્યારે કાંઈક

કર્મના બાકી રહેલા અંશને લઇને જ આવે છે. અહીં એટલું બીજું પણ સમજી રાખવું જોઇએ કે-કર્મ, અને જાતિ સગુણ (ત્રિગુણમૂલક) અને નિર્ગુણ આમ બે પ્રકારની છે. નિર્ગુણ કર્મની વાત તો અમે આ દર્શનના અંતભાગમાં કહીશું, પરંતુ હાલ તો ત્રિગુણમૂલક કર્મનો થોડોક પરિચય કરાવી દઇએ છીએ. આ બંને કર્મ કોઈ કોઇ સ્થલે શુકલ, કૃષ્ણ નામથી પણ કહ્યાં છે. ત્રિગુણાત્મક કર્મોમાં સારો તથા નબળો બંને પ્રકારનો અંશ સમાયલો છે. કોઈ કર્મમાં સારાપણું વિશેષ હોય તથાપિ તેમાં પણ બુરાપણું તો રહે જ છે. જ્યારે કર્મ કરનારાં સ્વર્ગાદિલોકોમાં સાત્વિકાંશનો ભોગ ભોગવી ચૂકે છે ત્યાર પછી બૂરાપણાનો ભોગ ભોગવવા માટે તેમને યમપુરીમાં આવવું પડે છે ત્યાં તે ફલને ભોગવી ફરી તેને ત્રિગુણાત્મક કર્મના ભુક્તાવશિષ્ટ અંશાંશ પ્રમાણે અહીં અનેક પ્રકારનાં જન્મો મળે છે.

૧-वेदे हि प्रथमं विहिता द्वेधा गतिः । सकामा निष्कामा चेति । सकामा यथाकाममनन्तविधा । पूर्वजन्मनि निष्कामयज्ञकर्तुर्ज्ञानरहितस्य मरणे ज्ञानाभावेन यज्ञाभिव्यक्त्यभावात् भूतसंस्कार एव यज्ञो जात इति निष्कामत्वाच्च तदधिकारिदेवताधीनान्येव भूतानीति ते देवास्तत्र तत्र हुत्वा शरीरं संपादयन्ति । अतो ज्ञानौपयिकं जन्मानुशयवत एव । अन्यथा पूर्वजन्मस्मृत्यभावे विषयासक्तिः प्रसज्येत । तस्मादनुशयवान् भिन्नप्रकाराद्भिः परिष्वक्तो देवकृपासहितो वृष्टिर्भवति । फलांश एवानुशय इति तु स्वमतम् । त्रेताग्निविद्यारहितानां पुण्यपापोपभोगो यम एव।३-अ-१पा० **वेदांतसूत्रेषु श्रीमद्वल्लभाचार्यचरणाः**

કામ્યકર્મ કરવાવાળા જીવોની પંચાહુતિ થતી નથી. પરંતુ તેમનું કર્મસહિત અંતઃકરણ અથવા સૂક્ષ્મદેહ જ તેમને અનેક લોકોની (મનુષ્યાદિ દેહોની) પ્રાપ્તિ કરાવે છે. શ્રીમદ્ ભાગવતમાં પણ કહ્યું છે કે-'मनः कर्ममयं नृणामिन्द्रियैः पञ्चभिर्युतम् । लोकाल्लोकं प्रयात्यन्य आत्मा तदनुवर्तते'। અર્થાત્ ઇંદ્રિયાદિ સામગ્રી સહિત કર્મશેષવાળું મનજ આ

લોકમાંથી તે લોકમાં ફર્યા કરે છે. તથા અધ્યાસથી બંધાયલો આ જીવ પણ તેની સાથે ફરતો રહે છે. અને જે યોગીઓએ નિષ્કામ કર્મો કર્યા છે પણ જો તે બ્રહ્માત્મક જ્ઞાન પૂર્વક ન કર્યા હોય તો તેમને પરબ્રહ્મની જ્ઞાનપ્રાપ્તિ થતી નથી પરંતુ મરણ પછી જનલોક, તપોલોક વિગેરે ઉત્તમ લોકની પ્રાપ્તિ થાય છે. મુક્તિ થતી નથી. મુક્તિ ન મળવાથીજ તેઓને પોતપોતાનો સમય આવી પહોંચતાં નીચે પાડવામાં આવે છે. ત્યાંથી ચાલતી વખતે તેઓ પોતાનાં ફલાંશને લઈને જ ચાલે છે. આ ફલાંશ તથા કર્માંશને અનુશય કહે છે. સકામ કર્મો કરનાર સ્વર્ગાદિલોકમાંથી કર્માંશરૂપ અનુશય લઇને આવે છે અને નિષ્કામ કર્મ કરનારાં ફલાંશરૂપ અનુશય લઈ આવે છે. જ્ઞાનરહિત નિષ્કામકર્મ કરનારાનો હવે પછીનો જન્મ થશે તે માત્ર તેનો અંતિમ જન્મ કહેવાશે. આ અંતિમ (છેલ્લા) જન્મમાં તેઓને જ્ઞાનભક્તિ પ્રાપ્તિ થાય છે. જ્ઞાનભક્તિરૂપ કર્મો (ભગવદ્ધર્મો) દ્વારા તેઓને ક્રમમુક્તિ મળે છે. અને એઓનેજ માટે દેવયાન અથવા અર્ચિરાદિ ગતિ કહી છે. ક્રમમુક્તિનો ક્રમ અમે પૂર્વમાં કહી આવ્યા છીએ.

નિષ્કામ કર્તાને તથા ફલાંશ અનુશય લઈ આવનાર જીવોને પવિત્ર રાજા મહારાજાઓને ત્યાં અથવા કોઈ ઉત્તમ વિદ્વાન્ યોગી કે ભગવદ્ભક્ત બ્રાહ્મણોને ત્યાં જન્મ મળે છે. આ એનો જન્મ જાતિસ્મર હોય છે, એટલે એને પોતાના પૂર્વ જન્મનું સાંસ્કારિક સ્મરણ રહે છે. જનલોક, તપોલોક વિગેરે લોકોથી ચાલતી વખતે તેના સૂક્ષ્મદેહાદિની પાંચ આહુતિઓ અપાય છે. તે આહુતિઓ દ્વારા એનો દેહ પવિત્ર બ્રાહ્મણ યોગ્ય બની જાય છે. પાંચમી આહુતિમાં જીવ મનુષ્ય કહેવાય છે. તેના પૂર્વ પૂર્વ આહુતિ પ્રમાણે નામો રહે છે. જે દેવતાઓને એણે નિષ્કામ યજ્ઞાદિ ધર્મ–કર્મ દ્વારા પ્રસન્ન

કર્યાં છે તે દેવતાઓ એનો ઉપકાર કરવાની ઇચ્છાથી એને તે તે અગ્નિમાં હોમિ એના દેહને મુક્તિયોગ્ય પવિત્ર બનાવે છે. પ્રથમ હુવન* ઘુલોકાગ્નિમાં શ્રદ્ધાનામક જલનું થાય છે. તે જલમાં ઉત્તમ-લોકચ્યુત સૂક્ષ્મદેહ મળી રહે છે; અને સૂક્ષ્મ દેહમાં અનુશય પણ રહે જ છે. તે હુવનથી જલનો પરિણામ થઈ સોમરસ તૈયાર થાય છે. પછી ચંદ્રલોકમાં રહેનારાં પંચવિગ્રહવાળા દેવતાઓ તે સોમનો પર્જન્ય નામના અગ્નિમાં હોમ કરે છે. ત્યાંથી તેનો વર્ષારૂપમાં પરિણામ થાય છે, પછી, ત્યાં વર્ષાને પૃથ્વીરૂપ અગ્નિમાં હોમે છે ત્યાં તેનું અન્ન બને છે. બાદ અન્નનો પુરૂષરૂપ અગ્નિમાં હોમ કરવામાં આવે છે, ત્યાં તેનું વીર્ય થઈ જાય છે. તે વીર્યનો સ્ત્રીરૂપ અગ્નિમાં હોમ કરાય છે. ત્યાં તે પુરૂષ ગર્ભરૂપે તૈયાર થાય છે. તે વસ્તુને પરિણત–પરિપકવ કરી દેવું જ દેવોનું હુવન કર્મ છે. આમ પાંચમી આહુતિમાં તે જલ પુરૂષરૂપને ધારણ કરે છે.

આ વાતને શ્રુતિમાં નીચે પ્રમાણે કહી છે–'पञ्चम्यामाहुता वाप: पुरुषवचसो भवन्ति' આ બધી વાત ગીતામાં આવી રીતે કહેવામાં આવી છે:–

देवान्भावयताऽनेन ते देवा भावयन्तु वः ।
प्राप्य पुण्यकृतां लोकानुषित्वा शाश्वतीः समाः ॥
शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ।
अथवा योगिनामेव कुले भवति धीमताम् ॥

---

* श्रद्धाशब्देनाप उच्यन्ते । ता जुह्वति । तस्या आहुतेः सोमो राजा संभवति । वृष्टयुपकरणमेघाभिमानिदेवताविशेषः पर्जन्यः । तस्मिन्नग्नौ हुतः सोमो राजा वर्षरूपेण परिणमते । तत्र वर्षं पृथिव्यग्नौ हुतमन्नरूपेण परिणमते । अन्नं च पुरुषाग्नौ हुतं रेतोरूपेण परिणमते । रेतश्च योषाग्नौ हुतं गर्भरूपेण परिणमते । इत्यादि २–३–अध्याय भाष्यप्रकाशे गो. श्रीपुरुषोत्तमचरणाः ।

एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम् ।
तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् ॥
यतते च ततो भूयः संसिद्धौ कुरुनन्दन ।
पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः ॥
जिज्ञासुरपि योगस्य शब्दब्रह्मातिवर्तते ।
प्रयत्नाद्यतमानस्तु योगी संशुद्धकिल्बिषः ॥
अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ।
बहूनां जन्मनामन्ते ज्ञानवान्मां प्रपद्यते ॥
वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ।

નિષ્કામ કર્મ કરનારા જીવોને દેવતાઓ એટલો જ ઉપકાર કરી શકે છે કે પોતપોતાના સ્થાનમાં તે તે અગ્નિઓમાં જીવનો હોમ કરી તેના દેહને પવિત્ર કરી દે છે. પાંચમી આહુતિ થઈ ગયા પછી તે જીવ પુણ્ય થઈ ચૂકવાથી કોઈ પવિત્ર ધનિના ઘેર જન્મ ધારણ કરે છે; અથવા કોઈ કર્મજ્ઞાની, ભક્ત તથા અતિ પવિત્ર એવા બ્રાહ્મણોના કુળમાં જન્મ લે છે. પરંતુ આવો અંતિમ જન્મ અતિદુર્લભ છે. ફ્લાંશરૂપ અનુશયને લઈ આવે છે એટલા માટે તેને પોતાના પૂર્વજન્મનું સ્મરણ રહે છે. માટે જ તેને વિઘ્નો આવી નડતામાં તે ફરી જ્ઞાનપૂર્વક, ભક્તિપ્રધાન યજ્ઞાદિ કર્મો કરવા લાગે છે; અથવા કર્મજ્ઞાનપૂર્વક ભક્તિ કરવા લાગી પડે છે. પૂર્વજન્મની બુદ્ધિ મળવાથી ત પોતાના મોક્ષ માટે પૂર્ણ યત્ન આદરે છે. પછી તે વેદની લાલચ ભરેલી પુષ્પિતા વાણીની જાળમાં ફસાતો નથી. ગીતાના આ શ્લોકમાં 'યોગી' શબ્દથી ભગવદ્ધર્મ કરવાવાળો સમજવો જોઈએ.

તો હવે આટલા ગ્રંથથી એ સિદ્ધ થઈ ચૂક્યું કે કામ્ય કર્મોનું ફલ હલકું છે, દુ:ખમિશ્ર છે, અનિત્ય છે, અને પર્યંતે જઈ બંધન

કરનારૂં છે. નિષ્કામ કર્મ પણ ભગવદ્ધર્મો કરતાં હલકું છે એ પણ સિદ્ધ થઈ ગયું; કારણ કે તેની પુનરાવૃત્તિ થાય છે.

કેટલાક કહે છે કે કર્મથી મોક્ષ મળતો નથી, અને અમારા કેટલાક સાંપ્રદાયિકો પણ એવુંજ સમજી બેઠા છે. પરંતુ તેમનું આવું કહેવું કે સમજવું ભૂલભરેલું છે. કદાચ કર્મથી મોક્ષ ન મળતો હોય તો એકાદશ સ્કંધમાં મોક્ષના ત્રણ ઉપાયોમાં કર્મને શામાટે ગણત? બીજું વેદ જે સર્વજ્ઞ તથા સર્વહિતને માટે પ્રવૃત્ત છે તે પણ 'યાવજ્જીવમગ્નિહોત્રં જુહુયાત्, कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समाः' વિગેરે વચનોથી ગરીબ અલ્પજ્ઞ જીવને કર્મ કરવાની સલાહ કદી ન આપત. અને જો કર્મથી મોક્ષ મળતો જ ન હોત તો શ્રીમદ્વલ્લભાચાર્યચરણ અગ્નિહોત્રાદિ પંચ કર્મને ભગવત્સ્વરૂપ શા માટે કહેત?

તો હવે એ સિદ્ધ થયું કે પૂર્વકાંડોક્ત મુખ્ય કર્મ અથવા ધર્મોદ્વારા મોક્ષ મળે છે. પરંતુ તે કર્મ કેવું હોવું જોઇએ, અને વેદ શાસ્ત્રોમાં જેની નિંદા આવે છે તે કર્મ કયું છે એનું નિરૂપણ અમે કરી દીધું છે. તથાપિ અત્રે એ સંબંધી કંઈક વિશેષ કહેવા ઇચ્છીએ છીએ.

છાંદોગ્યોપનિષત્‌માં બે શ્રુતિઓ છે કે—

'स य इदमविद्वानग्निहोत्रं जुहोति यथाङ्गारा
नपोह्य भस्मनि जुहुयात्ता इव स्यात् ॥ १ ॥
अथ य एतदेवं विद्वानग्निहोत्रं जुहोति तस्य
सर्वेषु लोकेषु सर्वेषु भूतेषु सर्वेष्वात्मसु हुतं भवति ॥२॥

છાંદોગ્ય વિગેરે ઉપનિષદોની 'श्रद्धा तपः' 'आत्माचारे' ઇત્યાદિ શ્રુતિઓના સાહચર્યથી આ શ્રુતિનો આવો અર્થ થાય છે કે—'તત્ત્વ—આત્મા અને બ્રહ્મનું યથાર્થ જ્ઞાન વગર જે કોઈ અગ્નિહોત્રાદિ કેવલ કર્મ કરે છે તો તેનું તે અગ્નિહોત્રાદિ કર્મ એવું થાય છે કે જેમ કોઇ

મૂર્ખ ભભૂકતા અગ્નિમાં ઘી હોમવાનું છોડી રાખમાં નાંખી દેતો હોય; અર્થાત્ તેનું તે કર્મ કરવું નિષ્ફલ છે. અને જે કોઈ તત્ત્વ—આત્મા અને બ્રહ્મ (એમાંજ યજ્ઞાદિ કર્મનું સપરિકર જ્ઞાન પણ આવી જાય છે) ને યથાર્થ રીતે જાણી આ અગ્નિહોત્રાદિ ધર્મનું આચરણ કરે છે તો તેમનું તે હવન સર્વ લોકમાં, સઘળાં પ્રાણીઓમાં અને સર્વ આત્માઓમાં પહોંચે છે; અર્થાત્ સર્વ જગત્‌ને પહોંચે છે. બધું જગત્ બ્રહ્માત્મક છે અને બ્રહ્માત્મક યજ્ઞાદિ ધર્મ સર્વ વિશ્વને પહોંચી વળે તો એ કાંઇ આશ્ચર્યની વાત ન કહેવાય. બીજી પણ એક એવી શ્રુતિ છે કે-

'तदेतत्सत्यं मंत्रेषु कर्माणि कवयो यान्यपश्यं-
स्तानि त्रेतायां बहुसंततानि । तान्याचरथ ।
नियतं सत्यकामा एष वः पन्थाः सुकृतस्य लोके ।
मुंडकोपनिषद्.

બ્રહ્મજ્ઞાતા, કર્મઠ વિદ્વાનોએ જે અગ્નિહોત્રાદિ ધર્મોને પહેલવહેલાં જોયા, અને જે કર્મોને ત્રેતામાં કામનાયુક્ત લોકો પણ અનેક પ્રકારે કરવા લાગ્યાં હતા, એટલા માટે જે દુનીઆમાં અતિશય વિસ્તાર પામ્યા હતા, તે યજ્ઞાદિ કર્મોમાં ભક્તિજ્ઞાનજ સત્ય ફલને આપે છે. અર્થાત્ ભક્તિજ્ઞાનપૂર્વક કર્મ કરવાથીજ સત્ય તથા નિત્ય મોક્ષરૂપ ફલ મળે છે. માટે, હે કલ્યાણને ચાહનારાં મનુષ્યો!! બ્રહ્મને જાણી બ્રહ્મની જ કામના રાખી આવા ધર્મો આચરતા રહો. આ લોકમાં તમારે માટે 'सुकृतस्य' બ્રહ્મપ્રાપ્તિનું આ ભક્તિ જ્ઞાનપૂર્વક કર્મ જ સાધન છે. એવી ઘણીએ શ્રુતિઓ મળી આવે છે કે જે જ્ઞાનપૂર્વક, ભક્તિપૂર્વક કર્મને જ મોક્ષનું પરમ સાધન દર્શાવી રહી છે. માટે માનવું પડશે કે જ્યાં જ્યાં કર્મની નિંદા જોવામાં આવતી હોય તે બધી (જ્ઞાન ભક્તિરહિત)

લૌકિક કર્મની જ સમજવી. લૌકિક ફલને ચાહી જે કર્મ કરાય તેનું નામ લૌકિક કર્મ છે.

જેમ વેદોમાં આ જ્ઞાનભક્તિપૂર્વક અગ્નિહોત્ર, દર્શપૂર્ણમાસ, ચાતુર્માસ્ય, પશુ, અને સોમયાગ પ્રભૃત ધર્મો કહ્યાં છે; તેમ 'आत्मा-वारे द्रष्टव्यः श्रोतव्यो मंतव्यो निदिध्यासितव्यः, सत्यान्मा प्रमदः, 'मा हिंस्यात्सर्वभूतानि' વિગેરે શ્રુતિદ્વારા શ્રવણાદિ, સત્યધૈર્યાદિ, ધર્મો પણ કહેવાયાં છે, પરંતુ યજ્ઞો સિવાય એ ધર્મોનું વર્ણન વેદમાં સૂક્ષ્મ-રૂપે છે. સ્મૃતિ, પુરાણ, તંત્ર વિગેરે શાસ્ત્રોમાં તેમનું વિસ્તારથી વર્ણન જોવામાં આવે છે.

સ્મૃતિઓમાં ઋષિઓએ વૈદિક ધર્મને વ્યવસ્થિત કર્યો છે અને લૌકિક ધર્મને પણ વ્યવસ્થિત કર્યો છે; અર્થાત્ લૌકિક ધર્મની પણ વ્યવસ્થા કરી છે. ઋષિઓનાં પૂર્વચરિતાનુભવનું જે સ્મરણ તેને જ સ્મૃતિ કહે છે. સર્વજ્ઞ ઋષિઓએ નિત્યાનુમેય વેદો અનુસાર તથા વ્યવહારાનુસાર વિવિધ ધર્મો પ્રકટ કર્યા છે. વેદ પણ અનેક પ્રકારનો છે અને વ્યવહાર પણ અનેક પ્રકારનો છે. અને એ માટે સ્મૃતિઓ* પણ અનેક પ્રકારની રચાઈ. તે વ્યવહારાનુસાર સ્મૃતિ-ઓના ત્રણ વિભાગ છે. લોકાનુસારિણી, આચારાનુસારિણી અને ન્યાયાનુસારિણી. ન્યાયશબ્દથી અહિં નીતિ સમજવી પણ ગૌતમા-દિરચિત દુસ્તર્કો નહિં. પહેલાના વખતમાં લોકોનો વ્યવહાર અને દેશાચાર તથા કુલાચાર જે પ્રમાણે ચાલતો હતો તે સર્વનું સ્મરણ કરી જે ગ્રંથો રચાયા તે લોકાનુસારિણી સ્મૃતિ કહેવાય છે. પૂર્વકાલમાં

* स्मृतिर्बहुविधा प्रोक्ता वेदाचारविभेदतः। ऋषीणां पूर्वचरितस्मरणं स्मृति-रुच्यते ॥ तदाचाराल्लोकतश्चन्यायान्नित्यानुमेयतः। प्रवृत्तिर्जीविका लोके व्यवहारो विशुद्धता ॥ इत्यादि । निबंधे श्रीमदाचार्यचरणाः

વૈદિક ઋષિ વિગેરેનો જેવો આચાર હતો તેનું સ્મરણુ કરી જે ગ્રંથો બનાવ્યા તેમને આચારાનુસારિણી સ્મૃતિ કહે છે. અને પૂર્વકાલના નીતિમાર્ગનું સ્મરણુ કરી જે શાસ્ત્રો રચાયાં તેમને ન્યાયાનુસારિણી સ્મૃતિ કહેવામાં આવે છે. આ ત્રણે વ્યવહારને વિશુદ્ધ કરનારી સ્મૃતિઓ છે. કેટલોક વેદ એવો છે કે જે પૂર્વકલ્પથી લઈ આજ સુધી મળતો જ નથી માત્ર તેનું અનુમાન જ કરી લેવામાં આવે છે. અને એવા વેદને નિત્યાનુમેય વેદ કહે છે. તથા વેદોના અર્થાનુભવનું સ્મરણુ કરી જે ગ્રંથો બનાવ્યા તેને વેદાનુસારિણી સ્મૃતિ કહે છે. એથી દેહાદિની શુદ્ધિ થાય છે. આ વિષયને અમે આગળ જઇ સવિસ્તાર વર્ણુવીશું.

વેદમાં જ્યાં જ્યાં જે કોઈ ધર્મનો નિર્ણય કરવામાં આવ્યો છે તે[1] બધો પ્રકરણુબદ્ધ છે. તે નિર્ણયને તે જગ્યા સિવાય અન્યત્ર લઈ જઈ શકાય નહિ. જેમ યજ્ઞ પ્રકરણુમાં વેદમાં કહ્યું છે કે "तस्मादाहिताग्निर्नानृतं वदेत्, न विवसनः स्नायात्" ઇત્યાદિ. આ બધાં વાકયો યજ્ઞપ્રકરણુથી બદ્ધ છે. જો કે લોકમાં પણુ અસત્ય બોલવાનો નિષેધ તથા નગ્નસ્નાનનો નિષેધ કરાયો જ છે, તથાપિ લોકમાં એ ઉક્ત વેદવચનને લાવી શકતા નથી; કારણુ કે તે વચનો પ્રકરણુબદ્ધ છે. એ માટે

---

१ 'संवादे चान्यशेषत्वं,' गर्भाधानादिसंस्कारा:' वेदे हि प्रकरणं सर्वत्र नियामकम् ॥ तस्मादाहिताग्निर्नानृतं वदेदिति । नहि आहिताग्नेरनृतनिषेधकं सर्वेषां भवति । इत्यादि **निबंधे श्रीमदाचार्याः** । तीर्थानित्यत्वं साग्निकस्याग्निं विहाय तीर्थगमननिषेधस्य वाक्ये दर्शनात् । व्रतानित्यत्वं च । अनड्वान् ब्रह्मचारी च दीक्षितश्चेति ते त्रयः । अश्नन्त एव सिध्यन्ति नैषां सिद्धिरनश्नताम् ।

**तत्रैवावरणभंगे श्रीपुरुषोत्तमचरणाः**

श्रीमद्भागवतम्–७ स्कंध–१९–अध्यायः

ઋષિઓએ લોકમાં પણ આ સત્યવચન, સવસ્ત્રસ્નાન ઇત્યાદિ ધર્મનું પ્રામાણ્ય લાવવા માટે વ્યવહારને વિશુદ્ધ કરનારી સ્મૃતિઓ રચી છે.

નિત્યાનુમેય શ્રુતિમૂલક સ્મૃતિમાં ગર્ભાધાનાદિ સંસ્કાર, સંધ્યોપાસન, નિત્ય શ્રાદ્ધાદિ, સ્થાલીપાકાદિ પાકયજ્ઞ, અને પ્રાયશ્ચિત્ત આ પાંચ પ્રકારનાં કર્મો કહ્યાં છે. કર્મ, ધર્મ અને ક્રિયા આ શબ્દો એકાર્થક છે અર્થાત્ ત્રણેનો અર્થ એક જ છે, એ અમે પૂર્વમાં કહી આવ્યા છીએ. નિત્ય અને કામ્ય આ બેજ પ્રકારના ધર્મો છે. જે લોકો નૈમિત્તિક ત્રીજો ધર્મ પણ કહે છે, તે તેમની ભૂલ છે. કારણ કે વ્રત, તીર્થસેવન, આદિ ધર્મો કામ્યધર્મો છે, પણ કાંઈ નિત્ય કે નૈમિત્તિક નથી. શ્રોત્રિયને અગ્નિત્યાગ કરી તીર્થગમનનો નિષેધ છે. અને બ્રહ્મચારી તથા દીક્ષાગૃહીત શ્રોત્રિયને વ્રત કરવાનો પણ નિષેધ છે. કોઈ કોઈ સ્થળે વ્રત તીર્થાદિ ધર્મોને પણ નિત્ય ધર્મ કહ્યાં છે તો તેની મતલબ માત્ર એટલી જ છે કે વેદોક્ત કર્મનો જેમને અધિકાર નથી તેમને માટે એ કર્મો નિત્ય છે; પણ કાંઈ વેદાધિકારીઓ માટે તે નિત્ય નથી. માટે આ ધર્મો કામ્ય જ છે, નિત્ય નથી.

સ્મૃતિઓમાં વિશેષ કરી ધર્મોના વિભાગ કરી દીધા છે. વર્ણધર્મ, આશ્રમધર્મ, સંકરધર્મ, સ્ત્રીધર્મ, અને સામાન્યધર્મ. સર્વ ધર્મવચનો પ્રકરણબદ્ધ હોય છે. માટે પ્રકરણને તપાસીને જ ધર્મની વ્યવસ્થા કરવી યુક્ત લેખાય છે. પણ માત્ર વાક્યોનાં વાક્યો ધારાબંધ બોલી જવાથી ધર્મજ્ઞ થઈ શકાતું નથી. કોઈ જાતિ પ્રભૃતિ વિશેષને લઈ જે ધર્મો કહ્યાં છે તે બધાં વિશેષધર્મો કહેવાય છે. અને જે સર્વને સમાન રીતે પાલન કરવા કહ્યાં હોય તે સામાન્યધર્મો છે. સામાન્યધર્મો ત્રીશ પ્રકારના છે, જે મનુષ્યમાત્રએ પાલન કરવાં જોઈએ, આ વાત અમે પૂર્વમાં કહી આવ્યા છીએ. અધ્યયન (ભણવું)

અધ્યાપન (ભણાવવું) યજ્ઞ કરવા અને કરાવવા, દાન આપવું અને લેવું, આ છ બ્રાહ્મણનાં વિશેષ કર્મો છે. આજ છમાં પુરાણવાચન વિગેરે અધ્યાપનમાં, અનુષ્ઠાન કરવું, કરાવવું યજન, યાજનમાં અને અયાચિત ભેટ લેવી દેવી વિગેરે દાન પ્રતિગ્રહમાં સમજી લેવાં. પ્રતિગ્રહનો મૂલ અર્થ ઉચિત આદાન (લેવું) છે. એ સિવાય બીજા પણ ગીતા પ્રભૃતિ ગ્રંથોમાં કહેલાં 'શમો દમો' વિગેરે ધર્મો બ્રાહ્મણના છે એમ કહ્યું છે. માટે અહીં તેનું વિશેષ વિવેચન કરવું આવશ્યક નથી.

યજન, અધ્યયન અને દાન આ ત્રણ રાજાના અથવા ક્ષત્રિય જાતિમાત્રના ધર્મો છે. ક્ષત્રિયનો એ પણ એક વિશેષ ધર્મ છે કે– પ્રજા, દેશ, અને ધર્મનું શૂરવીરતાથી પાલન કરવું. ક્ષત્રિયજાતિ વિશેષરૂપે સીપાઇપણાથીજ પોતાનું જીવન ચલાવે છે. ક્ષત્રિય અગર યુદ્ધમાં શત્રુને મારતો મારતો પોતે મરી જાય તો તેને સૂર્યદ્વારને ભેદી તે ગતિ મળે છે કે જે ગતિ બ્રાહ્મણને પૂર્ણ યોગસિદ્ધિ પ્રાપ્ત થતાં મળે છે. પ્રજારક્ષા માટે કર લેવો પણ રાજાનો ધર્મ છે. પણ તે કર કાંઈ બીજાની જમીન પડાવી લઈ કે પ્રજાનાં ગળાં રેંસી લઈ લેવાનો નથી. દાયાદોની પાસે જેટલી જમીન છે તે ઉપર તેમના જીવતાં સુધી તેમની જ સત્તા માની પોતે તેનો છઠ્ઠો ભાગ પ્રજાકાર્ય માટે જ અગર લેવામાં આવે તો તે કર્મ ધર્મરૂપે ગણાય છે. શાસનથી ધર્મરક્ષા, સમાજરક્ષા, દેશરક્ષા ઈત્યાદિ કાર્યો થાય છે. અને શાસનની વ્યવસ્થા કરવા માટે ધનની વ્યવસ્થા જરૂર થવી જોઈએ. માટે રાજા અગર તે ધન પ્રજા પાસે કરરૂપે ગ્રહણ કરે તો જ તેનો તે વિશેષ ધર્મ કહેવાય છે, અન્યથા નહીં.

વૈશ્યના (વાણીઆના) પણ અધ્યયન, યજન અને દાન આ ત્રણ ધર્મો છે, તથા વિશેષ (ખાસ) ધર્મ કૃષિ (ખેતી) ગોરક્ષા અને વાણિજ્ય,

વ્યાપાર છે. ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર અથવા સર્વ વર્ણોએ બ્રાહ્મણની આજ્ઞા મુજબ વર્તાવ કરવો પણ ધર્મ કહેવાય છે. શૂદ્ર તથા અન્ય-જાતિનો વિશેષ ધર્મ નિષ્કપટ ભાવથી પ્રજાની સેવા, શિલ્પકલાચાતુર્ય, સ્થાપત્ય (ઇંજીનીઅરી–કારીગરી) પ્રભૃતિ છે.

સ્ત્રીઓનાં વિશેષ ધર્મો લજ્જા અને પાતિવ્રત્ય (પતિવ્રતાપણું) છે. સ્ત્રીઓમાં લજ્જા તથા પાતિવ્રત્યનો નિયત નહિ તો ઘનિષ્ટ સંબંધ જરૂર છે. પોતાના ધર્મની વિરૂદ્ધ કાર્યોમાં હૃદયનું સંકુચિત થવું જ લજ્જા છે. આટલો પણ મનઃસંયમ જે સ્ત્રીમાં નથી તે પાતિવ્રત્ય જેવા અતિ મોટા વ્રતોનું પાલન કરશે કે કેમ એ સંદિગ્ધ છે. જેમને ત્યાં કુલીન તથા પવિત્ર સંતાન થવાનો આગ્રહ નથી તેમને ત્યાં લજ્જાનો પણ કોઈ આગ્રહ નથી. અને તેમાં પણ અગર સ્ત્રીસમાજમાં વ્યક્તિ-સ્વાતંત્ર્ય ઘુસી જાય તો પછી સ્ત્રી જાતિનો નાશ જ સમજો. અને સ્ત્રીજાતિ નષ્ટ થઈ જવાથી જાતીયતા, સમાજ, અને ધર્મનાશ અવશ્ય થઈ જાય છે. 'સ્ત્રી તથા પુરૂષનો સમાન અધિકાર છે' આમ કહેનારાં યુક્તિથી સ્ત્રીસમાજમાં પણ વ્યક્તિસ્વાતંત્ર્ય ઘુસેડવા ચાહે છે. અને આ કાર્યમાંએ લોકો થોડે ઘણે ભાગે ફત્તેહ પણ પામ્યા છે. ગરી-બાઇની હાલતમાં અગર આ વ્યક્તિસ્વાતંત્ર્ય સ્ત્રીના દીલપર અસર કરે તો પછી સમાજની શી દશા થાય એનો મતિમાન્ મનુષ્ય સ્વયં વિચાર કરી શકે છે.

સ્ત્રીશિક્ષા આ જમાનામાં જો કે આવશ્યક છે, પરંતુ તે શિક્ષા એવી હોવી જોઈએ કે જેથી સ્ત્રીઓની સદાય માટે પવિત્રતા સચવાઈ રહે, અને જેથી વ્યક્તિસ્વાતંત્ર્ય ઘર ન કરી બેસે. જ્યારે સોળ સોળ વરસની અથવા વીસ વીસ વરસની યુવતિ કન્યાઓ સાધુ કે અસાધુ સર્વ પ્રકારના પરપુરૂષ સમાજની વચોવચ બેસી; એકાંત વા અનેકાં-

તમાં સર્વત્ર તેમની સાથે રહી સ્વાતંત્ર્યને ફળનારી શિક્ષા ગ્રહણ કરશે ત્યારે તેમની પવિત્રતા એક મીણબત્તીની માફક પીગળી પીગળી આમતેમ ન ઢળતી રહે એનું શું ઠેકાણું ? જેમ નકટો માણસ સારા માણસને પણ નકટો જોવા ચાહે છે, તેમ જે સ્ત્રીપુરૂષો પોતાનું ચારિત્ર્યબલ ગુમાવી બેઠા છે, તેઓ બધાને અથવા સર્વ સમાજને પણ તેવો ચારિત્ર્યહીન જોવા ઇચ્છે છે. કેટલાક તો સમજણ વગર, કેટલાક થોડી સમજથી, કેટલાક પાશ્ચાત્ય સભ્યતાની રસિકતામાં મોહાઈને અને કેટલાક તો એક બીજાનું દેખાદેખી સ્ત્રીઓમાં વ્યક્તિ-સ્વાતંત્ર્યની શિક્ષા આપવા ચાહે છે. અમારે ત્યાં સ્ત્રીનો અધિકાર માત્ર પુરૂષની બરોબર નહિં પણ કોઈ અવસ્થામાં તેથી પણ અતિ-ઉચ્ચ છે. પરંતુ કોઈ અવધિને લઈને જ અધિકાર આપવો શ્રેયસ્કર ગણાય છે. પુરૂષને પણ જો અમર્યાદ તથા અરોક અધિકાર આપવામાં આવે તો તે તેનો ગેર ઉપયોગ કરી પોતાનો અને સાથેસાથે સર્વ સમાજનો પણ ધ્વંસ કરી નાંખશે. આજ વાત સ્ત્રીઓ વિષે પણ સમજી રાખવી જોઇએ. આજે યૂરોપને સ્ત્રીઓ માટે રાતદહાડો જે કષ્ટો વેઠવાં પડે છે તે બધું માત્ર તેમને અમર્યાદ અધિકાર આપવાનું જ પરિણામ છે. પ્રકૃતિએ જ(Nature) જ્યારે સ્ત્રી અને પુરૂષોનાં સ્વરૂપમાં તથા કાર્યમાં ભેદ રાખ્યો છે તો પછી અમારે પણ તે બંનેના અધિકારમાં વિભિન્નતા માનવી આવશ્યક છે.

માનીલો કે એક પુરૂષે ચાર વિવાહ એક સાથ કર્યા હોય અને તે ઋતુગામી હોય તો તે એકી વખતે ચારે સ્ત્રીઓમાં ગર્ભાધાન કરી શકે. સૃષ્ટિકાર્યમાં કોઈ પણ જાતનું ખલેલ આવી શકતું નથી. પરંતુ એક સ્ત્રી એકી વખતે ચાર પુરૂષોનો ગર્ભ ધારણ કરી શકતી નથી. પુરૂષ અગર વ્યભિચાર કરી બગડી જાય તો તે પોતાનો જ નાશ કરશે. પરંતુ સ્ત્રી કદાચ આવી રીતે બગડી જાય તો સમજો કે તે

પોતાની સાથે બંને કુલને (શ્વસુર તથા પિતાકુલને) ડુબાવે છે. પુરૂષ અગર પોતાની જ સ્ત્રીમાં ગર્ભાધાન કરી મરી પણ જાય તો સૃષ્ટિ-કાર્યમાં કોઈ પણ પ્રકારની હાનિ પહોંચતી નથી. પરંતુ સ્ત્રીએ તો ગર્ભધારણ પછી પણ પ્રસવ, પાલનાદિ કાર્યો માટે અવશ્ય રહેવું જ જોઇશે. આવી રીતે સૃષ્ટિકાર્યમાં સ્ત્રીનો અધિકાર અતિમોટો છે. સર્વત્ર સ્ત્રી તથા પુરૂષનો અધિકાર સરખો હોતો નથી.

કોઈ અવસ્થામાં બંનેનો બરાબર અધિકાર તો કોઈ અવસ્થામાં થોડો તથા કોઈ અવસ્થામાં પુરુષોથી વિશેષ પણ હોય છે. સૃષ્ટિકાર્ય પ્રભૃતિમાં સ્ત્રીનો અધિકાર અતિ મહાન્ છે. જેમને ત્યાં સ્ત્રીઓની પવિત્રતાની જરાય કિંમત અંકાતી નથી અથવા જે સ્ત્રીઓનું સ્વસ્વ-રૂપથી અધઃપતન થયું છે, માત્ર તેમનું જ ઉદાહરણ આપી જે લોકો પોતાની પવિત્ર ગૃહદેવતા ગૃહિણીઓને વ્યક્તિસ્વાતંત્ર્ય આપે છે અથવા આપવા ઇચ્છે છે તો તે લોકો ઉન્નતિને બ્હાને તેમને નીચે જ પાડી રહ્યાં છે. સ્ત્રીઓને શિક્ષા જરૂર આપવી પણ તે એવી રીતે આપવી કે જેથી તેઓમાં વ્યક્તિસ્વાતંત્ર્ય ઘુસી જવા ન પામે અને જેથી તેમની પરમ પવિત્રતા પળાઈ રહે. જે દેશમાં એક નોટિશ દેતામાં જ બી. એ. એમ. એ.નાં ટોળેટોળાં દરવાજા આગળ આવી ઉભા રહે છે ત્યાં સ્ત્રીઓને પણ બી. એ. એમ. એ. બનાવી શું પુરુ-ષોના હાથમાં ઝાડુ આપવા વિચાર છે. સ્ત્રીઓ તો ગૃહકાર્યમાં જ શોભા આપે છે. અગર સ્ત્રીઓ પણ પુરુષની માફક માલ લઈ બજારમાં વેચવા જશે તે ખચિત તેઓ માલની સાથે સાથે પોતાને પણ વેચી આવવાની. આજ બધી વાતોને વિચારી શાસ્ત્રકર્ત્તાઓએ ધર્મનું લક્ષણ મનુષ્ય-પ્રકૃતિને બરોબર જોઇને જ બનાવ્યું છે. અને એ માટે જ '**કોઈ રોકાવટ (નિયમથી નિયમિત) સાથે કરવામાં આવતી ક્રિયા (કર્મ) જ ધર્મ છે.**' આ અમારું પૂર્વોક્ત ધર્મનું લક્ષણ

બરોબર છે. સ્ત્રીઓની ક્રિયામાં પણ અગર કોઈ જાતની રોકાવટ (નિયમ) ન રહે તો તે કર્મ ધર્મ નહિ કહેવાશે. માટે સ્ત્રીઓનો મુખ્ય ધર્મ પાતિવ્રત્ય છે. અને પાતિવ્રત્યની જ સંરક્ષક લજ્જા છે. લજ્જાથી અમારું કહેવાનું કાંઈ પડદો રાખવાનું નથી. પડદો જો કે મનની ચંચલતાને વિશેષે કરી રોકે છે, તથા કોઈ પણ પ્રકારે ઉપકારક જ છે, છતાં પણ લજ્જા શબ્દનો અર્થ પડદા જેવું કંઈ નથી. પાતિવ્રત્યને સુરક્ષિત રાખવા વાસ્તે બીજા પણ કેટલાક ધર્મો સ્મૃતિઓમાં કહ્યા છે, ભગવત્સેવા, ગૃહકાર્ય, અને ગૃહનો હિસાબ રાખવો, લખવું વિગેરે વિગેરે. આવાં કાર્યોથી સ્ત્રીઓનું મન ડોલતું નથી. અને મનનું ન ડોલવું જ પાતિવ્રત્યનું મૂળ કહેવાય છે. આવી રીતે અમે અહીં સ્ત્રીઓનો ધર્મ કહ્યો છે. પણ જેને વિસ્તારથી જાણવા ઇચ્છા હોય તેણે મનુ-સ્મૃતિના 'સ્ત્રીપુંધર્મ' પ્રકરણને જોવું.

જેમ ચાર વર્ણ છે અને ચારે વર્ણના ધર્મો છે તેમ સંકર વર્ણના પણ ધર્મો કહ્યાં છે. સ્વર્ણ, સારથ્ય, તંતુવાય્ય, સૂચીકર્મ વિગેરે. એ બધું વિસ્તારના ભયથી અહીં અમે લખવા માંગતા નથી. શાસ્ત્રમાં જ્યાં ત્યાં સર્વત્ર એ ધર્મો મળી આવશે. વર્ણની માફક ચાર આશ્રમ અને તેમનાં ધર્મો પણ છે. આગળની અવસ્થાને સુખપૂર્વક ગાળવા માટે જે પ્રથમાવસ્થામાં અગ્રિમાવસ્થાના ધર્મોનું જ્ઞાન અને અભ્યાસ કરી લેવાય છે દ્વિજોની તે ઉત્તરોત્તર ચાર અવસ્થાઓને આશ્રમ કહે છે. તે આશ્રમ ચાર છે. બ્રહ્મચર્ય, ગાર્હસ્થ્ય, વાનપ્રસ્થ્ય, અને સંન્યાસ. ગૃહસ્થાશ્રમમાં જે કર્મોનું અનુષ્ટાન કરવું પડશે અર્થાત્ જે કાંઈ કરવું પડશે તે બધું બ્રહ્મચર્યાશ્રમમાં રહી વેદાધ્યયનદ્વારા જાણી લેવાય છે. સંન્યાસાશ્રમમાં જે તપ તથા ત્યાગ કરવો પડશે તે વાનપ્રસ્થ્યમાં રહી અનુભવી લેવું જોઈએ. શાસ્ત્રોક્ત નિયમોનું બરોબર પાલન કરી ગુરૂકુલમાં રહી વેદશાસ્ત્રોનું અધ્યયન કરવું, તથા દેવવત્ ગુરૂની સેવા

વિગેરે બ્રહ્મચારીનાં ધર્મો છે. સર્વને સહાય આપવો, ધર્મ, અર્થ, કામ અને મોક્ષજનક કર્મોનું યથાયોગ્ય પાલન કરી પ્રભુની સેવા કરવી એ ગૃહસ્થનો ધર્મ છે. તપ તથા ત્યાગનો અભ્યાસ કરવો એ વાનપ્રસ્થીઓનો ધર્મ છે, અને ત્યાગનું સંપૂર્ણ રીતિએ પાલન કરવું એ સંન્યાસીઓનો સાચો ધર્મ કહેવાય છે.

શિક્ષા (અધ્યયન) એ બ્રહ્મચારીનો મુખ્ય ધર્મ છે. તે શિક્ષા કેવી હોવી જોઈએ એ સંબંધી ઘણાં મતો છે. તથાપિ તત્ત્વદીપ નિબંધમાં (પ્રકરણ બીજામાં) રૂપાંતરથી જે શિક્ષાપદ્ધતિ દેખાડવામાં આવી છે તે ચારે પુરૂષાર્થોને સમાન માન આપનારા વિશેષ કરી મોક્ષાર્થી અધિકારીઓ માટે ઉપયુક્ત છે, આમ મારો મત છે. જો કે આજકાલ ત્રિવર્ગ (ધર્મ, અર્થ, કામ)ના જ અધિકારીઓ લગભગ દૃષ્ટિપથ થાય છે, એ માટે તે પદ્ધતિમાં સમયાનુરૂપ જરૂર કંઈ પરિવર્તન કરવું પડે છે; પરંતુ તથાપિ સંસ્કૃત શિક્ષાને ચાહનારા ચતુર્વર્ગી અધિકારીઓ માટે તે પદ્ધતિ પૂર્ણ છે. તત્ત્વદીપ નિબંધના દ્વિતીય પ્રકરણમાં અક્ષરોને લઈ વેદ, સ્મૃતિ, પુરાણ વિગેરે સર્વ ગ્રંથો તથા તેમના પ્રતિપાદ્ય વિષયોનો નિર્ણય કરી કહ્યું છે કે આ પદ્ધતિ પ્રમાણે ચાલનારાઓ પોતાના કામનાફલને પ્રાપ્ત કરે છે.

આજકાલના અમારા નેતાઓ (જેને નેતા કહેતાં પણ શરમ આવે છે) આપત્તિ અને ઉન્નતિનુંજ બ્હાનું દેખાડી ધર્મને ત્યજવાની અનેકાનેક યુક્તિઓ ખોળી રહ્યાં છે. અને ખોળી કાઢી પણ છે. તો તે મહાશયોને અમારે માત્ર એટલું જ જણાવવું છે કે ધર્મ ત્યજી દેવાથી કદી કોઈની ઉન્નતિ થવાની નથી. ધર્મ ત્યાગ કરવાથી તો જરૂર અવનતિ જ થાય છે. જેણે જેણે ધર્મનો ત્યાગ કર્યો છે અને અધર્મને વિના સંકોચે સ્વીકારી લીધો છે તેમની મોટી ફજેતી અથવા દુર્દશા

થઈ રહી છે. એ સહેજ બારીકીથી જોતાં સ્પષ્ટ થઈ આવશે. જાપાનનું દૃષ્ટાંત આપી ધર્મત્યાગથી ઉન્નતિ બતાવવી એ ધૂળનો પૂલ બાંધવા બરોબર છે. જાપાનમાં બૌદ્ધ ધર્મ હતો, બૌદ્ધધર્મ એ ભારતવર્ષની જનતાનો ધર્મ નથી. એના ત્યાગ કે ગ્રહણ સાથે ભારત વર્ષને કોઇ સંબંધ નથી. વિદેશીઓનો ધર્મ બીજો છે; અમારો ધર્મ બીજો છે. અધિકાર મુજબ ધર્મો જુદા જુદા પ્રકારના હોય છે એ અમે પૂર્વમાં કહી આવ્યા છીએ. પરંતુ અમને કહેતાં શરમ આવે છે કે અમારે ત્યાંના જ કહેવાતા અમારા નેતાઓ તે ભાષાથી બીલકુલ અજ્ઞાત છે કે જેમાં અમારા ધર્મોનું નિરૂપણ છે.

નેતાલોકો જન્મથી જ વિદેશીભાષાનું અનુશીલન કરે છે. ખુદ તેમનાં મતાપિતા પણ તેવાં જ હોય છે. અથવા માતાપિતાનું પૂણ ધ્યાન ન રહેવાથી તે લોકો પોતાનાં બાલ્યકાલથી જ ભારતીય આચાર, વેષ વિગેરેને પણ તરછોડી વિદેશીય વેષ, આચાર, ઇત્યાદિનો સહર્ષ સ્વીકાર કરે છે. ભારતને પોતાના આચારાદિથી ભ્રષ્ટ કરવાના ઉદ્દેશથી જ બનાવેલા વિદેશી વિદ્વાનોનાં વિદેશી ભાષાના ગ્રંથો જ માત્ર તેમની આંખ, મન અને બુદ્ધિમાં ઓતપ્રેત થઈ રહ્યા હોય છે. આવી રીતે વિદેશીઆચાર, વેષ, ભાષા. વિગેરેમાં જ જેમનું પૂર્વ વય વીતિ ચૂકયું છે તે લોકો જ્યારે સમર્થ બને છે ત્યારે તેમને આપણા ધર્મની જરાય ખબર ન હોવાથી તે પર થોડી પણ રૂચિ થતી નથી. પ્રત્યુત આપણો ધર્મ તેની સમજમાં દોષયુક્ત જણાવા લાગે છે; અને વિદેશી ધર્મ ઠીક લાગે છે. જેમણે આપણા ધર્મગ્રંથોનું કદી પણ દર્શન કર્યું નથી. તથા આપણા ધર્મગ્રંથો કેટલાં છે અને તે કયાં છે એસનું શ્રવણ પણ કર્યું નથી, ભલા તે બીચારા પછી ધર્મનો નિર્ણય શું કરી શકે ? આવી અવસ્થામાં ધર્મના વિષયમાં મોઢું ચલાવવું કે હાથ નાંખવા એ અમારા આજના નેતાઓની મોટી

મૂર્ખતા કહેવાય. અંગ્રેજી પ્રાયમર પણ જે બરોબર ન ઉકેલી શકતો હોય તે અગર શેકસ્પીઅર, મિલ્ટન, કે ટેનીસન અથવા તેના જેવા અન્ય વિદ્વાનોની ભૂલ કહાડવા બેસે અથવા તેમના સિદ્ધાંતોને અનુચિત બતલાવે તો એ કેટલી હાસ્યજનક વાત કહેવાશે. અમારે ત્યાંના કેટલાક ધાર્મિક તથા સંસ્કૃતના વિદ્વાન્ નેતાઓ પણ આ ગાડરીઆ પ્રવાહમાં તણાવા લાગ્યા છે. તેઓનું કહેવું એવું છે કે આપત્તિના સમયે ધર્મમાં થોડુંક પરિવર્તન પૂર્વકાલથી ચાલતું આવે છે. માટે અમારે પણ આપણા ભાઇઓને આપત્તિથી ઉગારવા માટે ધર્મને કાંઇક ઢીલો કરવો જોઇએ ઇત્યાદિ. પરંતુ આવું તેમનું કહેવું ભ્રમપૂર્ણ છે. આજકાલ જે આપત્તિ બતલાવવામાં આવે છે તે ખરી રીતે આપત્તિ જ કહેવાતી નથી. આજકાલ જેઓ કોટપાટલુન પહેરે છે, બિસ્કીટ, ડબલ રોટી ઉડાવે છે, બ્રાહ્મણ થઈ મદિરાપાન, મુસલમાની ચાઇપાણી વગેરે યથેચ્છ સ્વીકારે છે, અસવર્ણ વિવાહ કરે છે, તેઓ પર કઈ આપત્તિનો પહાડ ફાટયો છે કે જેથી સ્પૃશ્યાસ્પૃશ્યમાં ભેદ ન રાખવો, અસવર્ણ વિવાહાદિનાં બિલો પાસ કરાવવા તૈયાર થવું વિગેરે વિગેરે ધર્મત્યાગનાં સ્થાનો ગણાવે છે. એક માત્ર આપત્તિનું કે ઉન્નતિનું બ્હાનું કાઢી મનમાન્યો અત્યાચાર કરવો સિર્ફ ધૃષ્ટતા તથા મૂર્ખતા જ છે. આ બધી વાતો માત્ર ધર્મત્યાગીઓની કહી. હવે અમારે અહીં કંઈક ધર્મપ્રમાદીઓને પણ કહેવું છે. અમારે ત્યાં ધર્મપ્રમાદીઓની પણ કંઈ નાનીસુની સંખ્યા નથી. ધર્મને બ્હાને અન્યાય કરવો પણ ધર્મપ્રમાદ કહેવાય છે. ધર્મછલ કરવું પણ ધર્મપ્રમાદ છે. મનગમતી ધર્મમાં અતિવિશેષતા (વધારો) કરી દેવી પણ ધર્મપ્રમાદ છે. તથા સદાચારને બ્હાને શાસ્ત્રનો અનાદર કરવો પણ ધર્મપ્રમાદ છે. એવં અશકય અવસ્થામાં કેવલ પ્રતિષ્ઠાને માટે જ ધર્મસેવન દેખાડવું એ પણ ધર્મપ્રમાદ જ કહેવાય છે.

આશ્રમોમાં ગૃહસ્થાશ્રમને શ્રેષ્ઠ ગણ્યો છે. ઘણું કરીને આજકાલ તો ગૃહસ્થાશ્રમમાં જ રહીને મનુષ્યો પોતાનાં ફળની પ્રાપ્તિ કરી શકે છે. કિંતુ કલિયુગમાં વિશેષતઃ આજકાલ ધાર્મિક ગૃહસ્થોની ઘણીજ દુર્દશા થઈ ગઈ છે. જો કે કલિકાલે સર્વ કોઈ પદાર્થોની દુર્દશા સરખી રીતેજ કરી નાંખી છે, તો પણ ધાર્મિક ગૃહસ્થોને વધારે કષ્ટ છે. આજકાલ મનુષ્યોને જ્યારે તેમના ભોજન, વસ્ત્ર વિગેરેની ચિંતા જ રાત્રિ દિવસ સતાવ્યા કરે છે, તો એથી વધારે કષ્ટ કે આપત્તિ બીજી કઈ હોઈ શકે ? ધર્મ અથવા મોક્ષને માટે પણ શાસ્ત્રએ મનુષ્ય જીવનની રક્ષા ફરજીઆતરૂપે દેખાડી છે, 'लाभो जीवेत यावता' શાસ્ત્ર તો ત્યાં સુધી કહે છે કે ધર્મમાર્ગ તથા મોક્ષમાર્ગનો અધિકારી તેજ હોઈ શકે કે જે બુદ્ધિમાન્ હોય તથા આયુષ્યવાળો (જીવિત) હોય. અને એ બન્ને વાતોનો ઘાડો સંબંધ જીવનરક્ષા સાથે જ છે. જીવન રક્ષા અગર બરોબર સિદ્ધ થઈ તો સમજો કે ધર્મ અને મોક્ષને સિદ્ધ થતાં વિલંબ લાગતો નથી. અગર અમારાં શાસ્ત્રોને આપાત દૃષ્ટિએ (ઉપલક દૃષ્ટિએ) જોઈએ તો માલુમ પડશે કે જીવનરક્ષાથી પણ વિશેષ ધર્મરક્ષા જણાય છે. પરંતુ જો બરોબર વિચાર કરવામાં આવે તો આ ઉક્ત વાત જણાતી નથી. ધર્મરક્ષા માટે જ પ્રથમ અને અતિ જરૂરી જીવનરક્ષા છે. તો હવે કહેવું પડશે કે, જીવનરક્ષા, ધર્મ અને મોક્ષની પણ પહેલાં અત્યાવશ્યક છે.

કેટલાક ધર્મભ્રમાભિમાની અથવા નકામા પ્રતિષ્ઠા ચાહનારા લોકો કોઈ બીજાની આપત્તિ વખતે જ, પણ પોતાના તેવા વખતે ન હ એવું કહેવા મંડે છે કે, 'ધર્મ માટે પ્રાણને પણ ઓવારી ફેંકી દો પણ ધર્મનું રક્ષણ કરો' અને આવી પોતાની મુખ મધુર પ્રતીતિમાં શાસ્ત્રોનાં પ્રમાણ બતલાવે છે કે; 'स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः'

'न जातु कामान्न भयान्न लोभाद्धर्मं त्यजेज्जीवितस्यापि हेतोः । धर्मो नित्यः सुखदुःखे त्वनित्ये जीवो नित्यो हेतुरस्य त्वनित्यः ॥ इत्यादि ॥

માત્ર અમેજ નહિં પણ પ્રત્યેક આસ્તિક માત્ર આ વચનોને સ્વીકારશે. અને સાથે સાથે એ પણ સ્વીકાર કરશે કે–'ધર્મ માટે પ્રાણ આપવા પડે તો તેની પણ દરકાર ન રાખવી જોઈએ. પરંતુ ધર્મ શું ચીજ છે એ પહેલાં સમજી લેવું જોઇએ. જે લોકો સમજ્યા વગરજ આ અતિ પ્રમાણિક વચનોને વચમાં લાવે છે તો તેમને ન તો ધર્મની ખબર છે અને ન તો આ વચનોનો યથાર્થ અર્થ માલુમ છે. તેઓ તો માત્ર કાંઈ ને કાંઈ બોલી નાંખી મફતની પ્રતિષ્ઠા કમાવવાજ ચાહે છે. ખેર, અમને એવા લોકો સાથે કોઈ મતલબ નથી. અમારે તો અમારાં ધર્મના લક્ષણનેજ ઉહાપોહદ્વારા શુદ્ધ બનાવવું છે. અમે પૂર્વમાં એવું કહી આવ્યા છીએ કે **"કોઈ શાસ્ત્રોક્ત નિયમથી યુક્ત જે ક્રિયા તે ધર્મ છે."** આ લક્ષણમાં જ આવી સર્વ શંકાઓનું સમાધાન અને એવાં એવાં સર્વ વચનોનો નિર્ણય ભરેલો છે. તે આવી રીતે—

કોઈ પણ સિદ્ધાંતનો નિર્ણય બે પ્રકારે થાય છે. એક ધર્મોત્તર ત્રિવર્ગદૃષ્ટિથી અને બીજો ધર્મોત્તર (મોક્ષસાધનરૂપ) ચતુર્વર્ગ દૃષ્ટિથી. ધર્મ, અર્થ, અને કામ આ ત્રિવર્ગ કહેવાય છે; તથા ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ આ ચારને ચતુર્વર્ગ કહે છે. આ ત્રિવર્ગ અથવા ચતુર્વર્ગને પુરૂષાર્થ પણ કહે છે. પુરૂષ જેને ચાહે તેને પુરૂષાર્થ કહે છે. પુરૂષ અગણિત છે તથા અનેક સ્વભાવવાળાં છે એ માટે એક પુરૂષાર્થ હોઇ શકતો નથી, પણ ચાર પુરૂષાર્થ છે. આ ચાર જ પુરૂષાર્થોમાં મનુષ્યોની સમગ્ર ઇચ્છાઓનો સમાવેશ થઈ જાય છે. ખરી રીતે તો બે જ પુરૂષાર્થ છે. પરંતુ સાધન તથા સાધ્યોને લઈ ચાર

પુરૂષાર્થો કહ્યા છે. જ્ઞાનપૂર્વક ધર્મથી સુખ અને દુઃખાભાવ મળે છે. માટે તે ધર્મ સુખ અને દુઃખાભાવનું સાધન છે. અને એ માટે પુરૂષ એને ચાહે છે. આવી રીતે ધર્મ પુરૂષાર્થ કહેવાય છે, અને ધર્મ અર્થથી સિદ્ધ થાય છે. માટે અર્થ પણ સાધન છે. અને એટલા જ માટે પુરૂષને તેની જરૂર પડે છે. અને આવી રીતે તે (અર્થ) પણ પુરૂષાર્થ કહેવાય છે.

પ્રભુને આ જગતરૂપી ખેલને નિત્ય ચલાવવા માટે જ જડ (દેહાદિ) અને ચેતન (જીવ)ની આવશ્યકતા પડી છે. માટે તેમને (જડ–ચેતનને) પેદા કર્યા. દેહનું ફલ લૌકિક સુખ છે અને જીવનું વાસ્તવ ફલ અલૌકિક સુખ તથા દુઃખાભાવ છે. મનુષ્ય સુખથી લઈ બ્રહ્મદેવ પર્યંતનાં સર્વ સુખો લૌકિક તથા અનેક છે, એ વાત અમે પૂર્વમાં કહી આવ્યા છીએ. બ્રહ્મ (ભગવાન્) સુખ એક છે તથા અલૌકિક છે, અને એજ જીવનું વાસ્તવિક ફલ છે. જ્યાં સુધી જીવ પોતે પોતાને દેહરૂપી માને છે ત્યાં સુધી તે લૌકિક સુખને માટેજ કોશિષ કરતો રહે છે. દ્વીપાન્તર વાસીઓ (Europeans, Americans etc.) હજી સુધી જીવનું વાસ્તવિક સ્વરૂપ સમજ્યા નથી. તે લોકો તો આ દેહને જ પોતાનું સર્વસ્વ માની બેઠા છે. માટે ભૌતિકસુખની પ્રાપ્તિ અર્થે જ સદા વિવિધ પ્રયત્નો કરતા રહે છે. પરંતુ ભારતવાસી વિદ્વાનો આ વાતને કોઈપણ રીતે સ્વીકાર કરતા નથી. તેમને ખબર છે કે:–

मन एव मनुष्याणां पूर्वरूपाणि शंसति ।
भविष्यतश्च राजेन्द्र ......................

श्रीभागवत–६

હે રાજા પ્રાચીન બર્હિષ્!! મનુષ્યોનું મન જ પૂર્વજન્મ તથા થનારાં જન્મોને બતાવી આપે છે. કદાચ તમારે એમ જાણવું હોય

કે આ મનુષ્ય પૂર્વજન્મમાં કયા દેહમાં હતો અને હવે પછી કયા જન્મમાં તથા એને શેનો દેહ મળશે. તો એ બધું માત્ર તેના મનની વૃત્તિઓ પરથી જ જાણી શકાય છે. અશિક્ષિત તરતનો જન્મેલો બાલક અભ્યાસ વગર પોતાની માતાનું દૂધ પીવા મંડી પડે છે અને દૂધ પીવાનું જે એના મનમાં આવે છે, બસ, આટલા પરથીજ સ્પષ્ટ થઈ જાય કે દેહથી ભિન્ન કોઈ આત્મા નામનો પદાર્થ છે અને તે અનેક જન્મ પણ ધારણ કરે છે.

અસ્તુ, ચાર પુરૂષાર્થના સમૂહને ચતુર્વર્ગ કહે છે અને ત્રણ પુરૂષાર્થના સમૂહને ત્રિવર્ગ કહે છે. આ ચતુર્વર્ગ દૃષ્ટિ પણ અમારા ભારતવર્ષમાંજ છે અન્યત્ર નથી. બીજા દેશોમાં તો માત્ર અર્થ અને કામદૃષ્ટિજ છે. પરંતુ કેવળ અર્થ તથા કામને પુરૂષાર્થ માની લેવાથી જગતનો વિપ્લવ થઈ જાય છે. મનુષ્યોનો નાશ થઈ જાય, સમાજનું જીવન દુ:ખમય બની જાય તથા સર્વ સમાજ પશુવૃત્તિવાળો થઈ જાય છે. આ બધું અમે પૂર્વમાં યુક્તિપૂર્વક કહી આવ્યા છીએ માટે મનુપ્રભૃતિ રાજર્ષિઓએ તથા ઋષિ મુનિઓએ અર્થ અને કામની સાથે ધર્મને પણ જોડી રાખ્યો છે. ધર્મનેજ નિયમ, સંકોચ અથવા રોકાવટ પણ કહી શકીએ છીએ એ પણ પૂર્વમાં સિદ્ધ કરી દીધું છે. પણ એ નિયમ વેદશાસ્ત્રાનુસાર હોવો જોઈએ, કારણ કે વેદ સર્વજ્ઞ છે તથા નિર્દોષ છે, માટે એને જેટલું મનુષ્યના હિતનું જ્ઞાન થઈ શકે છે તેટલું બીજા કોઈને કદી થતું નથી. વેદમાં " यावज्जीवमग्निहोत्रं जुहुयात्, 'उद्भिदा यजेत पशुकाम:, स श्रियं ससृजेऽतो, सृष्टाऽघ उपास्ते, 'ब्रह्मविदाप्नोति परम,' ઈત્યાદિ અનેકાનેક વાક્યોદ્વારા ચારે પુરૂષાર્થનું નિરૂપણ કર્યું છે. વેદોકત પુરૂષાર્થોનેજ અલૌકિક પુરૂષાર્થ પણ કહે છે. દેહનેજ આત્મા સમજી અને તેનેજ માટે જે

પુરૂષાર્થ છે તે લૌકિક પુરૂષાર્થ છે. અને કેવળ આત્માની દૃષ્ટિથી જે પુરૂષાર્થો કહેવાયા છે તે અલૌકિક પુરૂષાર્થ છે. દુઃખાભાવ અને સુખ એ બંને પદાર્થો મુખ્ય છે. અથવા એને આમ પણ કહી શકીએ છીએ કે–દુઃખાભાવ પૂર્વક સુખમાટેજ બુદ્ધિમાન્ મનુષ્યો ઇચ્છા કરે છે. **માટે દુઃખાભાવપૂર્વક સુખજ એક પરમ પુરૂષાર્થ છે.** આ પુરૂષાર્થનું સાધન જ્ઞાનપૂર્વક ધર્માચરણ છે. સુખાંશનું સાધન ધર્માચરણ છે અને દુઃખાભાવનું સાધન જ્ઞાન છે. માટે ઉભયાત્મક પુરૂષાર્થનું ઉભયાત્મક સાધન પણ છે. જ્ઞાન વગરનું ધર્માચરણ દુઃખાભાવ કરાવી શકતું નથી. અને દુઃખાભાવ જ તો મોક્ષ છે. માટે મોક્ષ સહિત જ પુરૂષાર્થ ઉત્તમ છે, વેદોક્ત છે. અને એટલા વાસ્તે ચતુર્વર્ગ દૃષ્ટિ જ શ્રેષ્ઠ છે.

હવે અમે અહીં થોડુંક જ્ઞાનનું પણ વિવેચન કરી લેવું ઉચિત સમજીએ છીએ. જો કે ભક્તિના વિવેચનમાં જ જ્ઞાનનું નિરૂપણ પણ અમે આગળ કરીશું તથાપિ જે દૃષ્ટિથી 'नजातु, 'धर्मो रक्षति, स्वधर्मे निधनम्, વગેરે વચનો શાસ્ત્રમાં કહ્યાં છે તે દૃષ્ટિને બરોબર સમજાવવા માટે જ્ઞાનનું નિરૂપણ કરવું પણ અત્રે આવશ્યક જણાય છે. ખાવું, પીવું, બેસવું, ઉઠવું, વિગેરે વાતોનું જ્ઞાન, જ્ઞાન કહેવાતું નથી, **પરંતુ બ્રહ્મ, જીવ, તત્ત્વ, અને કર્મનાં સર્વાંશોના જ્ઞાનનેજ જ્ઞાન કહે છે. કેટલુંક દુઃખ તત્ત્વજ્ઞાનથી નાશ પામે છે અને કેટલુંક દુઃખ જીવ તથા બ્રહ્મના જ્ઞાનથી નષ્ટ થાય છે. જ્યાંસુધી કર્મના સમગ્ર અંશોની પુરેપુરી સમજણ ન થાય ત્યાંસુધી તે ધર્મ અથવા કર્મ વ્યંગ (અસંપૂર્ણ) રહે છે. માટે બ્રહ્મ, જીવ, તત્ત્વોની સમજથી તથા કર્મને બરોબર સમજી પછી કરવામાં આવતું ધર્માચરણ જ મુખ્ય ફલને આપે છે એજ ઠીક છે.**

હવે અમે અગર ત્રિવર્ગની દૃષ્ટિએ 'न जातु कामात्' વિગેરે વચનોનો વિચાર કરીએ તો ધર્મના લક્ષણથી તથા ધર્મ પાલનનાં અન્ય વચનોથી વ્યવહારનાશ જરાય પ્રાપ્ત થતો નથી; એક માત્ર વ્યવહારની રોકાવટ જ (સંકોચ જ) પ્રાપ્ત થશે એ કબુલવું પડશે. બીજું 'न जातु कामात्' વિગેરે વચનોનો અગર યથાશ્રુત અર્થ જ અર્થ થઈ શકતો હોય તો એથી વ્યવહારનાશ જ પ્રાપ્ત થાય છે. અને વ્યવહારનાશ કાંઈ ધર્મનો અર્થ થઈ શકતો નથી. "चोदनालक्षणोऽर्थो धर्मः" વેદે જે સત્કર્મ કરવાને કહ્યું હોય તે ધર્મ છે. यतोऽभ्युदयनिः-श्रेयससिद्धिः स धर्मः ' જે ધર્મદ્વારા લૌકિક સુખ તથા દુઃખ રહિત અનંત સુખની પ્રાપ્તિ થાય છે તે ધર્મ છે. 'वेदप्रणिहितो धर्मो ह्यधर्मस्त-द्विपर्ययः ' વેદે જે કરવા માટે કહ્યું હોય અને જે જીવને હિતકારક હોય તે કર્મને ધર્મ કહે છે અને એથી વિરૂદ્ધ કર્મ અધર્મ છે, ઈત્યાદિ વચનોથી વધારે તો શું, પણ જેટલાં ધર્મનિરૂપક વચનો છે તે બધાંથી વ્યવહારપાલન જ પ્રાપ્ત થાય છે, વ્યવહારનાશ નહિ. પરંતુ 'न जातु कामात्' વિ. શ્લોકોને ઉપલક દૃષ્ટિએ જો જોઈએ તો વ્યવ-હારનાશ જેવો અર્થ લાગે છે. આ શ્લોક મહાભારતમાં ભારત-સાવિત્રી નામના પ્રકરણમાં કહ્યો છે. અમે અહીં એનો અર્થ કહીએ છીએ—સુખની લાલચથી, ડરથી, કે ધન વિગેરેના લોભને કારણે, બીજું તો શું પરંતુ પોતાના પ્રાણ બચાવવા ખાતર પણ ધર્મનો પરિત્યાગ ન કરવો, કારણ કે ધર્મ નિત્ય છે અને સુખ દુઃખ અનિત્ય છે. જીવ નિત્ય છે, પરંતુ ચેતનમાં જીવપણાને લાવી મુક-નાર અવિદ્યા અનિત્ય છે. હવે અહીં અગર અક્ષરોથી જ જોવાય તો વ્યવહાર નાશ જેવો અર્થ દેખાઈ આવે છે, પરંતુ શાસ્ત્રનો એવો અર્થ હોઈ શકતો નથી.

'ભલે, મરી જવું પરંતુ કોઈ પણ હાલતમાં ધર્મને તો ન જ છોડવો' આવો અતિ કઠોર અર્થ અગર આ શ્લોકનો થતો હોય તો પછી તેજ ભારતમાં વેદવ્યાસજીએ 'सत्यानृत' ઈત્યાદિ અનેક પ્રકરણો જે રચ્યાં છે તે સર્વ અપ્રમાણિક અને 'वदतोव्याघात:' જેવાં થઈ જશે.

ધર્મભ્રષ્ટ થઈ જવાથી મરવું જ જો વ્યાસજીને અભીષ્ટ હોત તો પછી એ બધાં પ્રકરણો શા માટે રચત 'મરી જવું કિંતુ કોઈ પણ હાલતમાં ધર્મ ન છોડવો' આવા શબ્દાર્થને જ દૃઢ માનનારાઓને અમે પ્રશ્ન કરીએ છીએ કે જ્યારે આવો નિશ્ચિત નિયમ છે તો પછી ધર્મશાસ્ત્રોમાં મોટાં મોટાં દ્વાદશાબ્દ; ષડબ્દ, પ્રભૃતિ પ્રાયશ્ચિત્તો શા માટે બનાવ્યાં? તથા એ પ્રાયશ્ચિત્તોનાં અનુકલ્પો પણ શા માટે? પ્રાયશ્ચિત્ત કરવાથી થયેલા અધર્મનો નાશ થાય છે એવું માનનારાઓની મોટી ભૂલ છે. પ્રાયશ્ચિત્તથી (કર્મરૂપથી) અધર્મનો નાશ થતો નથી તથાપિ પ્રાયશ્ચિત્તો શા માટે બનાવ્યાં એ વાત અમે આગળ શાસ્ત્રોથી અને યુક્તિઓથી સિદ્ધ કરીશું. ધર્મચ્યુતિ થવાથી જ્યારે મરવું જ પડશે તો પછી તેનો આવો બચાવ શા માટે? ચાંદ્રાયણ પ્રભૃતિ મહાપ્રાયશ્ચિત્તો જો ન બની શકે તો તેના બદલામાં ('तन्निष्क्रयीभूतं द्रव्यं) આટલુ દ્રવ્ય આપવું' આવી સરળતા શા વાસ્તે કરવી પડી? બીજું પ્રાયશ્ચિત્તોમાં પણ અધિકાર નિયમો શા માટે? કામત: આટલું અને અકામત: પાપનું આટલું પ્રાયશ્ચિત્ત વિ. વિવેક અને સરળતાઓ કરવાની શી જરૂર? પ્રત્યુત ધર્મહાનિ થઈ જવાથી અનેક જાતનાં ઝેરો અને તે તે ધર્મનાં અપરાધીઓને દંડ દેવાની અનેકાનેક યુક્તિઓ બતાવવી જોઈતી હતી કે જેથી તેમનું તે 'स्वधर्मे निधनं' વાકય બરોબર પળાઈ રહે. સાધારણ ધર્મોમાં પણ અનેક વચનો એવાં મળી આવે છે કે જ્યાં પોતે કહેલાં નિયમોનું જ ખંડન કિંવા

અપવાદ મળી આવે છે. ગ્રહણમાં જ્યારે જલ અભડાઈ જાય છે ત્યારે ત્યાં જ 'માટલામાં ભરી મુકેલું જલ અભડાઈ જતું નથી. આ અપવાદ શા વાસ્તે?' કદાચ કહો કે એવું જો ન કહેત તો લોકોના પ્રાણ શી રીતે રહેત? તો આ આશયથી તો એ માલુમ પડે છે કે જ્યાં ધર્મ પાલનનો આ દેશ છે ત્યાંજ તે વચનની અંદર એજ છુપાયલું છે કે જ્યારે કોઈ પણ ઉપાય ન ચાલે અથવા પ્રાણ જતા હોય તો આ ધર્મનો ત્યાગ પણ કરી શકે છે. માટે આવી હાલતમાં 'न जातु कामात्' આ શ્લોકનો અન્ય અર્થ જરૂર સ્વીકારવો પડશે તો હવે અમારો સિદ્ધાંત સમજમાં આવી ગયો હશે કે-વ્યવહાર પાલનનું જ નામ ધર્મ છે પણ કાંઈ વ્યવહાર નાશનું નામ ધર્મ નથી. 'न जातु कामात्, स्वधर्मे निधनं श्रेयः' ઈત્યાદિ શ્લોકોનું પણ વ્યવહાર પાલનમાં જ તાત્પર્ય છે પણ વ્યવહારના નાશમાં નથી. કોઈ કોઈ વખતે અક્ષરોથી દેખાઈ આવતો અર્થ પણ વિચાર કરવાથી તાત્પર્યમાં ફેરવાઈ જાય છે.

અમારા ધર્મશાસ્ત્રમાં એક એવી આજ્ઞા છે કે 'वृद्धौ च मातापितरौ साध्वी स्त्री चात्मजः शिशुः। अप्यकार्यशतं कृत्वा भर्तव्या मनुरब्रवीत्।' અર્થાત્-વૃદ્ધ માતાપિતા, પતિવ્રતા સ્ત્રી અને નાના પુત્રને તેના અભિભાવકે સેંકડો અકાર્ય (પાપ) કરીને પણ પોષવાં જોઈએ આવી મનુ મહારાજની આજ્ઞા છે. હવે અમે તે મહાશયોને પૂછીએ કે અગર 'न जातु कामात्' આ શ્લોકનો 'પ્રાણ આપી દો પણ ધર્મ ન છોડો' આવો અર્થ કરતા હોવ તો પછી ઉક્ત મનુસ્મૃતિના શ્લોકમાં શું કરવું. અકાર્ય કરવું કે માબાપને મરવા દેવા, પાપ કરવું કે સ્ત્રીને તરછોડી ચાલતા થવું, અકૃત્ય કરવું કે નાનાં નાનાં બચ્ચાંઓને ટળવળતાં મુકવાં? તો આવા સમયમાં માનવું પડશે કે તેનો સમયાનુસાર તે જ અર્થ હોઈ શકે છે કે જે ઉપસ્થિત છે. ધર્મો પોત પોતાના

અધિકાર મુજબ ભિન્ન ભિન્ન પ્રકારના છે. એ અમે પૂર્વમાં કહી આવ્યા છીએ. આવી રીતે ધર્મ માર્ગને અતિશય ક્રૂર બનાવી દેવાથી તો ધર્મનો વિપ્લવજ થઈ જશે, ઇશ્વરનો પોતાનો ઉદ્દેશ નષ્ટ જઈ જશે, અને જગત્‌નો પણ નાશ થઈ જતાં વિલંબ નહિં લાગશે; માટે માનવું પડશે કે '**કોઈ વિશેષથી યુક્ત કર્મ કરવાને જ ધર્મ કહે છે.**'

આપદ્ધર્મોનો પણ આજ ઉદ્દેશ છે. 'जीवितस्यापि हेतोः धर्म न त्यजेत्' આ નિયમમાં અગર થોડી પણ છુટ મુકવામાં ન આવે, એના અર્થમાં જરાક પણ ફેરફાર કરવાની જગ્યા ન હોય તો પછી આપદ્ધર્મો રચવાની શી આવશ્યકતા હતી. આપત્તિ આવે તો ભલે આવે, કોઈ મરી જાય તો સુખેથી મરી જાય પણ કોઈ પણ પ્રકારે જ્યારે ધર્મ ત્યાગ અભીષ્ટ જ નથી તો પછી આપદ્ધર્મોનું નિર્માણ કરી શાસ્ત્રકારોએ વ્યવહાર માર્ગમાં સરળતા શા વાસ્તે કરી મુકી? અર્થાત્ સરળતા કરવાની શી જરૂર હતી? પણ નહિં; તેમને (શાસ્ત્રકર્તાને) ખબર હતી કે અગર ધર્મને આટલો બધો કઠિણ બનાવી દઈશું તો ધર્મને નામે મીંડું વળી જશે. માટે વ્યવહાર પાલન વાસ્તે જ ધર્મ છે પણ કાંઇ વ્યવહારનાશ માટે ધર્મ રચાયો નથી. મહાભારતમાં વિશ્વામિત્રએ વ્યાધને કહ્યું છે કે "દેડકાઓ એની મેળે ટરર ટરર શબ્દોથી રોતાં રહે છે અને ગાયો પાણી પીતી રહે છે. બસ, ચુપ રહે, પોતાની પ્રશંસા છોડી દે ધર્મની વિવેચના કરવાનો તારો અધિકાર નથી." તો આ સંવાદમાં ધર્મરક્ષા જ વાકયનું તાત્પર્ય છે. પ્રાયશ્ચિત્તાદિ ધર્મ પણ ધર્મને માટે છે. કેટલાક ધર્મો કામરક્ષા માટે છે અને કેટલાક અર્થરક્ષા માટે છે. આ બધી વાત વિસ્તાર થઈ જવાના ભયથી અહીં અમે લખવા ચાહતા નથી; માત્ર એક આદર્શરૂપે બે ત્રણ વાતો કહી દઈએ છીએ. માની લો કે ધર્મ રહિત

જ અર્થ લોકમાં માન્ય હોય તો પછી એકનું દ્રવ્ય બીજાને લઈ લેવામાં કોણ પ્રતિબંધ કરશે. લઈ મ્હોંમાં મુકી દેવાથી કોણ તેનું મોઢું પકડશે. પરંતુ નહીં કોઈનું ધન બીજાને ન લુંટવા દેવાવાળો ધર્મ જ છે. અહીં જે સત્યધર્મ છે તે અર્થરક્ષાને માટે છે. ધારો કે અગર વિવાહ કરવાની રીત ચાલુ નહોત તો અને પુરૂષ પરસ્ત્રીગમન અથવા વેશ્યાગમન કરતો ભટકતો રહેત તો કયાં તો આગળ જઈ રોગાદિથી તેનો કામ નષ્ટ થઈ ગયો હોત અથવા દંડાદિથી પણ કામનો નાશ થઈ જાત માટે જ શાસ્ત્રકારોએ એવો વખત ન આવી પહોંચે તદર્થ એવો એક નિયમ કરી દીધો છે કે પુરૂષે વિવાહ કરી પોતાની જ ભાર્યામાં ગમન કરવું; આવા આ નિયમને કામરક્ષક ધર્મ કહે છે. આ પ્રમાણે સર્વત્ર સમજી લેવું. આપદધર્મ, પ્રાયશ્ચિત્ત વિગેરે ધર્મો ધર્મરક્ષા માટે જ છે.

એક વાત બીજી પણ છે કે 'न जातु कामात्। स्वधर्मे निधनं श्रेयः' આ સર્વ વચનો ધર્મરક્ષણ વિષયક છે. અને આવાં વચનોથી મંદ તથા મધ્યમાધિકારીઓનાં હૃદયમાં ધર્મપાલનની દૃઢતા થાય છે. અને એ વાત ઠીક પણ છે. મનુષ્યની ચિત્તવૃત્તિ નિમ્નગામિની (નીચ પ્રદેશમાં જનારી) તથા સરળતાપ્રિય સ્વભાવવાળી હોય છે, અથવા સ્વતંત્રતા તરફ વધારે ઝુકે છે. પરંતુ એ વાકયો કોઈ અવધિ વગરનાં કે અપરિવર્તનીય હોઈ શકતાં નથી. આપત્તિમાં જે કાંઈ બની જાય તેજ ધર્મ છે. પ્રત્યુત આપત્તિના વખતે કોઈ જમાનામાં આજકાલ અકરણીય કહેવાતું કર્મ પણ ધર્મરૂપે ગણાતું હતું જેમ કે ભૃગુપાત, જલપ્રવેશ, અગ્નિપ્રવેશ, પ્રાયોપવેશ વિગેરે.

કેટલાક કહે છે કે ભલે આપત્તિમાં જેને આપત્તિ લાગી છે તે કોઈ પણ જાતનું આચરણ કરે પરંતુ જે લોકો સારી રીતે પવિત્ર રહે

છે તેઓ તો તેથી શ્રેષ્ઠ છે. તો એનો ઉત્તર એટલો જ છે કે અમે અધિકારાનુસાર ધર્મ તથા અધર્મની વ્યવસ્થા કરી ચૂકયા છીએ. એટલા માટે સામર્થ્યવાળો પુરૂષ પોતાનું સામર્થ્ય રહેતાં ગરીબ કે અસમર્થ આદમીથી કાંઇક સારૂં આચરણ કરે તો તે શ્રેષ્ઠ નહિ કહી શકાય. ગરીબ અથવા અસમર્થ પુરૂષ જે ધર્મ કરે છે તેથી બમણો કે ચોગણો અથવા પોતાના સામર્થ્ય તથા યોગ્યતા પ્રમાણે વધારે ધર્મ કરીને પણ ધનવાન્ અથવા સમર્થ પુરૂષ પેલા ગરીબ કે અસમર્થ પુરૂષની બરોબરજ રહેશે. એક સમર્થને દશ કલશનાં જલવડે સ્નાન કરવાથી જે પવિત્રતા પ્રાપ્ત થશે તેજ પવિત્રતા ગરીબ તથા અસમર્થને માત્ર અર્ધ કલશના જલવડે સ્નાન કરવાથી પ્રાપ્ત થશે. પવિત્રતા પવિત્રતામાં અગર ભેદ હોય ત્યારે તો સર્વશાસ્ત્રની વ્યવસ્થાજ નષ્ટ થઈ જશે. એક દરિદ્ર બે આનાનું દાન કરી જે ફલ મેળવે છે તે જ ફલ ધનવાન એક સોનામોહુર આપી મેળવે છે. માટે જેઓ આવું વાસ્તવ ધર્મનું રહસ્ય જાણતા નથી તેઓ નકામોજ અભિમાન કરી ફોકટ અપરાધમાં ભાગીદાર બને છે. મહાભારતમાં આવી અધિકારાનુસાર ધર્માધર્મની અનેકાનેક કથાઓ કહી છે. ધર્મના બાહ્ય આડંબરનેજ નિહાળી અગર ધર્મનો નિર્ણય કરી લઈએ તો કહેવું પડશે કે એક અતિથિને તૃપ્ત કરવા કરતાં લાખો અતિથિઓને તૃપ્ત કરવાની યોગ્યતા કિંવા તેટલાંને તૃપ્ત કરવાં લાખગણું અધિક છે. પરંતુ પ્રશ્ન એવો થાય છે કે શું એ દૃષ્ટિ કે એવો નિર્ણય ઠીક લાગે છે? કોઈ ગરીબ બ્રાહ્મણ પોતાની પાસે દ્રવ્ય ન હોવાથી એક મોટો યજ્ઞ અગર તે ન કરી શકે અને પોતાની યોગ્યતા પ્રમાણે જ તે કોઈ ધર્માચરણ કરે તો શું તેની તે યોગ્યતા ધનવાન્ ધાર્મિકની યોગ્યતા કરતાં કમ લેખાશે? કદી નહિ. જો કમ સમજી લેવાય તો કહેવું જોઇશે કે ગરીબ કિંવા અશક્ત મનુષ્યોએ ધનવાનની માફક નીતિમાન્ અને

ધાર્મિક થવાની કયારે પણ ઇચ્છા અને આશા ન રાખવી જોઇએ. ધર્મના બાહ્ય આચરણ પર જ દૃષ્ટિ રાખી નિર્ણય કરવો અન્યાય છે; અને એવો અન્યાય શાસ્ત્રોમાં કદી હોઈ શકતો નથી. વ્યાસજીએ કહ્યું છે કે–

**सहस्रशक्तिश्च शतं शतशक्तिर्दशापि च ।**
**दद्यादपश्च यः शक्त्या सर्वे तुल्यफलाः स्मृताः ॥**

**અર્થાત્**–હજારવાળાએ સો, સોવાળાએ દસ, અને કોઇએ યથાશક્તિ થોડું પાણીજ માત્ર આપ્યું હોય તો પણ આ સર્વ સમાન ફલના ભાગીદાર છે. અર્થાત્ પુણ્યની દૃષ્ટિએ એ સર્વની યોગ્યતા બરોબરજ છે. આ વાતને વેદવ્યાસજીએ આશ્વમેધિક પર્વમાં નોળીઆનું ઉદાહરણ આપી સારી રીતે સમજાવી છે. અને આજ વાત પ્રત્યેક આચાર તથા ધર્મમાં સમજી રાખવી. ધર્મનો નિર્ણય ઘણું કરીને અંતરંગ અવસ્થાથી થાય છે. પોત પોતાની અવસ્થા મુજબ કરવામાં આવતા ધર્મો સર્વસમાન છે. અગર આમ ન હોત તો કામતઃ અથવા અકામતઃ (કામ પૂર્વક કે કામ રહિત) બાલ, પ્રૌઢ, આતુર, ઇત્યાદિની વ્યવસ્થાઓ ધર્મશાસ્ત્રોમાં ન કરાઈ હોત.

'स्वधर्मे निधनं श्रेयः'–પોતાના ધર્મમાં મરી જવું શ્રેયસ્કર છે. તો આ વચનનું પણ ધર્મપાલનમાંજ તાત્પર્ય છે પણ વ્યવહારના ઉચ્છેદમાં નહિં. અર્જુન પાસે ક્ષત્રિયનું ધર્મયુદ્ધ કરાવવા માટે અથવા પોતાની ઇચ્છા પ્રમાણે કાર્ય કરાવવા માટે જ પ્રભુશ્રીએ અર્જુનને ઉપર્યુક્ત વચન કહ્યું છે કે હે અર્જુન ! પોતપોતાના ક્ષાત્ર વિગેરે ધર્મમાં અગર મરી પણ જવું પડે તો પણ તે કલ્યાણકારી છે; અર્થાત્ પોતાના ધર્મને છોડી જીવવું ઘણું ખરાબ છે. તો આ વાકયનું વિધેય કાંઈ ધર્મ માટે મરી જવાનું નથી પરંતુ ધર્મ કરવાનું જ માત્ર વિધેય છે. અર્જુન

જ્યારે મોહમાં ફસાઇ પોતાનો ધર્મ ત્યજી ભિક્ષારૂપ બ્રાહ્મણધર્મને સ્વીકારવા તૈયાર થયો હતો; ત્યારે પાર્થપ્રિય પ્રભુ શ્રીકૃષ્ણ સમજ્યા કે વખતે એવું તો ન થઇ જાય કે બીજાં લોકો પણ આની દેખાદેખી પોતપોતાના ધર્મો છોડી દેય. જો આમ બન્યું તો પછી ધર્મનો વિપ્લવ જ થઇ જશે અને સમગ્ર દુનીઆને ઉચ્છૃંખલ (અનર્ગલ) થતાં વિલંબ ન લાગશે. આટલા માટે જ અર્જુનને પોતાના ધર્મમાં મક્કમ રહેવા પ્રભુએ ઉક્ત વાક્ય કહ્યું છે. 'विषं भुंक्ष्व मा चास्य गृहे भुङ्क्ष्थाः' ઝેર ખાઇ લો પણ તેને ત્યાં ભોજન ન કરો; તો અહીં આ વાક્યમાં જેમ કાંઇ ઝેર ખવડાવવાનું તાત્પર્ય નથી પરંતુ દુષ્ટને ત્યાં ન જમવાનું જ તાત્પર્ય છે; તેમ " न जातु कामात्, स्वधर्मे निधनं " વિગેરે વચનોનું પણ વ્યવહારપાલનમાં જ તાત્પર્ય છે, વ્યવહારનાશમાં નથી.

કેટલાક પુરુષોનો એવો અભિપ્રાય છે કે 'જેટલું અધિક બને તેટલું સારું, દેહ તો આજ છે ને કાલ નથી માત્ર આ નાશવંત દેહને માટે આપણા આત્માનું અકલ્યાણ શા વાસ્તે કરીએ. દેહ પડવાનો હોય તો ભલે પડે પણ ધર્મ તો નજ ત્યજવો જોઇએ.' તો હવે આવી હાલતમાં વ્યવહારનાશ અગર પ્રાપ્ત થાય તો અમે શું કરીએ.

કોઇ પણ વાતનો વિચાર જ્યાં સુધી ન કરીએ ત્યાં સુધી બધીય વાત ઠીક ઠીક લાગે છે, પરંતુ જ્યાં વિચાર શરૂ થયો કે તરત જ વાસ્તવમાં જે સારી વાત હશે તે જ ઉત્તમરૂપે તરી આવે છે. અને આજ કારણથી ધર્મ સાથે મીમાંસા શાસ્ત્રનો (વિચારશાસ્ત્રનો) યોગ શાસ્ત્રકરોએ કરી દીધો છે. નહિ તો ધર્મનો વિપ્લવ થઇ જાત. માની લીધું કે ધર્મ જેટલો અધિક બને તેટલો ઉત્તમ છે, પરંતુ શું એ ઉત્તમપણું કે બુરાપણું ધર્મની અધિક્તા કે ન્યૂનતા પર છે? તેવું તો

કાંઈ નથી. પ્રત્યુત આધિક્યથી (વધારાથી) તો ધર્મ પણ અધર્મ, કાર્ય પણ અકાર્ય થઈ જાય છે. શુભ, અશુભ, હિત, અહિત, શ્રેય, અશ્રેય, પુણ્ય, પાપ, ધર્મ, અધર્મ, આ સર્વ વાતનો નિર્ણય અધિકતા પર રહેતો નથી, પણ શાસ્ત્રપર આધાર રાખે છે. શાસ્ત્ર જેને સારું કહે તે સારું છે અને શાસ્ત્ર જેને બુરું કહે તે બુરું છે. એ ઉત્તમપણું અને હલકાપણું શાસ્ત્રએ કોઇ કોઇ સ્થલે પોતાનાં વચનોપર અને કોઇ કોઇ જગ્યાએ અધિકાર પર રાખ્યું છે.

દાન દેવું ખરેખર ગુણ છે પરંતુ अतिदानाद् बलिर्बद्धः' દાનની અધિકતા હોવાથી જ રાજા બલિ બંધાઈ ગયો. દયા કરવી ઉત્તમ છે કિંતુ દયાની અધિકતા સર્વનો નાશ કરી નાંખે છે. સત્ય બોલવું શ્રેષ્ઠ છે પણ સત્યની અધિકતા ગાયના ગળા ઉપર શસ્ત્ર ચલાવવા સમર્થ બને છે. આ જ વાત આચાર ઈત્યાદિ ધર્મવિષયમાં સમજી રાખવી.

બીમાર આદમી અગર અતિકષ્ટના સમયે પણ તથા દેહ રક્ષાની આવશ્યકતા રહેતા છતાં પણ ધર્મની અધિકતાના ભરોસે દવા ન લે અને તેથી જો દેહ પડી જાય તો પછી તેની ઉત્તમ ગતિ થશે કે અધોગતિ ? એ વાતનો શાસ્ત્રજ્ઞ સ્વયંવિચાર કરી શકશે. એ માટે જ એવું કહ્યું છે કે 'अत्याचारोऽप्यनाचारः' આચારની અધિકતાથી તે આચાર અનાચારનું રૂપ ધારણ કરે છે. માટે જેટલો અધિક ધર્મ બને તેટલો ઉત્તમ છે એ પણ ભૂલ છે.

કેટલાકનું એવું માનવું છે કે પોતપોતાના સદાચાર પ્રમાણે ચાલવું જ ઉત્તમ છે. સદાચારથી જે પ્રાપ્ત હોય તે જ ધર્મ છે. શાસ્ત્રમાં કહ્યું પણ છે કે तर्कोऽप्रतिष्ठः श्रुतयो विभिन्ना नैको मुनिर्यस्य वचः प्रमाणम् । धर्मस्य तत्त्वं निहितं गुहायां महाजनो येन गतः स पन्थाः ॥ महाभारते તર્કનો ભાર બુદ્ધિપર છે. અને બુદ્ધિનો પાર નથી, વેદાજ્ઞા પણ બધી

અલગ અલગ મળે છે, અને અગર સ્મૃતિશાસ્ત્રને તપાસવા જઇએ તો ત્યાં કોઈ એક જ ઋષિ નથી કે જે એકનું વચન પ્રમાણ માનીએ; અર્થાત્ ઋષિઓ પણ અનેક પ્રકારે અનેક વાતને કહેનારા ઘણા છે, આવી અવસ્થામાં ધર્મનો સાર અંધકારમાં ડુબી જાય છે માટે મહાજનો જે રસ્તે ગયા હોય તે જ માર્ગ ઉત્તમ છે, અર્થાત્ ધર્મમાં સદાચાર જ પ્રમાણ છે.

તો હવે ઉક્ત શંકાનો ઉત્તર એ છે કે માની લીધું કે આપનો સદાચાર પ્રમાણ છે, અને શાસ્ત્રમાં 'શ્રુતિઃ સ્મૃતિઃ સદાચારઃ' કહી સદાચારને ત્રીજા દરજ્જાનું પ્રમાણ માન્યું છે. પરંતુ સદાચારનો અર્થ શું? સદાચાર શબ્દમાં બે શબ્દો સમાયલા છે. એક સત્ અને બીજો આચાર. આચાર શબ્દને શાસ્ત્રમાં ક્યાંક કયાં પવિત્રતા વિગેરે અર્થમાં વ્યવહર્યો છે. અને કોઇ સ્થલે એનો અર્થ સત્યતા પણ કર્યો છે. પરંતુ સત્ શબ્દના અર્થમાં ગડબડ છે. सन् કહીએ કે 'सताम्' અર્થાત્ संश्चासौ आचारश्च, सतां आचारो वा सदाचारः। શુદ્ધ જે આચાર તે સદાચાર અથવા મોટાનો જે આચાર તે સદાચાર છે, આ બેમાં કયો અર્થ લેવો. આવી રીતે **'મહાજન'** શબ્દમાં પણ એવી ગડબડ છે. મહત્ત્વ અનેક પ્રકારનું છે. ધન, ઉમર, વિદ્યા, કુલ વિગેરે આ બધાથી મનુષ્ય મોટો થઇ શકે છે. તો હવે કોને મહાજન સમજવો, ધન ઉમર અને કુલને મહત્ત્વ આપી અગર વ્યવસ્થા કરીએ તો અર્થનો અનર્થ થઇ જાય છે. ધન અને ઉમરમાં શૂદ્ર પણ મહાન્ મળી આવે છે. તો શું તેના આચાર પર ચાલવું? કુલને (બ્રાહ્મણાદિને) મહત્ત્વ આપી અગર વિચાર કરીએ તો પણ ઘણાક બ્રાહ્મણો મૂર્ખ અનાચારી હોય છે. કદાચ વિદ્યાને મહત્ત્વ આપી વ્યવસ્થા કરીએ તો પણ વિદ્વાન્ ક્યારે પણ બુરાં કામો કરતો નથી એનું શું ઠેકાણું?

વિદ્વાનોના પણ દુરાચારની ઘણી કથાઓ મળી આવે છે. કૌષિતકી બ્રાહ્મણોપનિષત્માં-ઈંદ્રે પોતે પોતાની બ્રહ્મહત્યા, સંન્યાસીવધ, પ્રતિજ્ઞાભંગ, વિગેરેની કથા કહી છે. કદાચ કહો કે વિદ્વાનોનાં બુરાં કર્મો તરફ ન દેખો. તો હવે અમે એ પૂછીએ છીએ કે આવી અવસ્થામાં સારા નરસાપણાનું અથવા પાપ પુણ્ય જાણવાનું કયું પ્રમાણ રહ્યું? 'यान्यनवद्यानि तानि त्वयोपास्यानि ।' જે અમારાં નિર્દોષ ચરિત્રો છે તે તારે શીખવાં જોઈએ. અહીં નિર્દોષપણું અને સદોષપણું સમજવાનો કયો ઉપાય છે? અગર કહો કે તેમનાં ચરિત્રોમાં નિર્દોષપણું અને સદોષપણું શાસ્ત્રદ્વારા જાણી શકાય છે. શાસ્ત્રમાં જેમને સદોષ કહ્યાં છે તે સદોષ છે, અને જેમને નિર્દોષ કહ્યાં છે તે નિર્દોષ છે. તો આવી રીતે તો શાસ્ત્રનું જ પ્રમાણ આવે છે પણ સદાચારનું આવતું નથી. સદાચારને તો કયારે પ્રમાણ માની શકાય કે જ્યારે તે સારા તથા બુરાપણાંનો પણ પોતે જ નિર્ણય કરી શકતો હોય. હા, જ્યાં શાસ્ત્રનો કોઈ જાણકાર ન હોય અથવા તેને જાણવાનો બીજો કોઈ ઉપાય નહિં હોય એવી અવસ્થામાં સદાચારનું જ પ્રમાણ છે. માટે સદાચારનો મુખ્ય અર્થ એ છે કે જે શુદ્ધ આચાર હોય તે જ સદાચાર છે. અને જ્યાં શાસ્ત્રને જાણવાવાળાં ન હોય અથવા શાસ્ત્ર જાણી શકાતું ન હોય તો ત્યાં સદાચારનો બીજો અર્થ **સત્ પુરૂષોનો આચાર** આવો ગૌણ અર્થ પણ લેવો ઉચિત છે. એટલા જ માટે શાસ્ત્રમાં સદાચારને ત્રીજે નંબરે પ્રમાણિત કર્યો છે.

મનુસ્મૃતિના 'येनास्य पितरो याताः' વિગેરે શ્લોકો પણ તે જ સમય માટે લખાયા છે કે જે અવસ્થામાં શાસ્ત્ર ન મળી આવતાં હોય અથવા શાસ્ત્રનો વિકલ્પ પ્રાપ્ત થતો હોય. પણ જ્યારે શાસ્ત્ર મળી રહ્યું હોય તો તેવી અવસ્થામાં સદાચારનું પ્રામાણ્ય નથી. માટે

શાસ્ત્રથી જે આચરણ સારૂં લાગ્યું તે જ સારૂં છે; પણ કાંઈ અધિકતાથી અને મનગઢંત સદાચારથી નહિં.

'આ નાશવંત દેહ માટે આત્માનું અકલ્યાણ શા માટે કરીએ' આજ વાત વાસ્તવમાં સર્વત્ર હોત તો તો ઠીક છે, પરંતુ અધિકાર પ્રમાણે એ બદલતી રહે છે. અને અધિકાર દેશ, કાલ, તથા અવસ્થાથી બદલતો રહે છે. દેહ જો કે નશ્વર છે એ બરોબર છે તથાપિ આત્માનું કલ્યાણ તો આજ દેહમાં રહી કરવું છે. આત્મા અગર દેહને છોડી મળતો હોત તો પછી એની અપેક્ષા શા માટે પડત પરંતુ એવું બની શકતું નથી. બીજું જ્યાં સુધી દેહ છે ત્યાં સુધી દેહના વ્યવહારો જરૂર પાલન કરવા જોઇએ. માત્ર એક દેહ જ નહિં પણ કુટુંબ, અને પરિવાર પણ જ્યારે રક્ષણીય છે તો પછી સર્વ વ્યવહારો કરવા જ પડવાના. તો હવે અવશ્ય માનવું પડશે કે 'न जातु कामात्' વિગેરે વચનોનો ધર્મપાલન જ અર્થ છે પણ વ્યવહારનાશ નહિં.

શ્રીમદ્ ભાગવત, ગીતા, વિગેરે વૈષ્ણવ શાસ્ત્રો જો કે પારમહંસ્ય ધર્મનોજ ઉપદેશ કરવાવાળાં છે, તથાપિ એમાં પણ હાલની કઠિનતા જોઈ, અધિકારની દુર્લભતા નિરખી, અને વ્યવહાર પાલનની કોઈ ગતિ નહિં રહેવાથી ભાગવત ધર્મ તથા શરણ માર્ગનો ઉપદેશ કર્યો છે, આ વાત આગળ જઈ અમે કહીશું. માટે **'સ્વરૂપને સ્થિર રાખવાની ક્રિયા અથવા શાસ્ત્રોક્ત નિયમથી નિયમિત ક્રિયાજ ધર્મ છે'** આ અમારૂં ધર્મનું લક્ષણ નિર્દૂષ્ટ અને વ્યાપક બન્યું. હવે આ લક્ષણમાં ભગવદ્ધર્મોનો પણ સમાવેશ કેવી રીતે થાય છે તે અમે આગળ કહીએ છીએ.

અહીં કેટલાક એવો પ્રશ્ન કરી બેસે છે કે 'વ્યવહારપાલન માટે આપનો જે આટલો બધો આગ્રહ છે તે સંન્યાસ લેવાથી શી

રીતે રહેશે? કોઈને અગર વૈરાગ્ય થઇ ગયું તો તે કેવી રીતે વ્યવહારપાલન કરવાનો? તથા જ્ઞાની અને પૂર્ણભકત થઈ ગયા પછી તેમનાથી વ્યવહારપાલન શી રીતે થશે? બીજું જ્ઞાની કે ભક્ત થવા માટે જેમ અભ્યાસ કરવો પડે છે તેમ વૈરાગ્ય માટે અભ્યાસ ઉચિત નથી અને કદાચ અભ્યાસ કરવો યોગ્ય લેખાય તો પછી ધીમે ધીમે થતાં થતાં કોઈ દિવસ વ્યવહારનો નાશ જ થઇ જશે. માટે ધર્મ વ્યવહારપાલન માટેજ છે પણ વ્યવહારનાશ માટે નહિં; એ વાસ્તે **કોઈ શાસ્ત્રોક્ત વિશેષથી યુક્ત ક્રિયા અથવા કર્મ જ ધર્મ છે,** એ કહેવું બીલકુલ ભૂલ ભરેલું છે.'

તો આવી તેમની શંકાનો ઉત્તર વાળતાં પહેલાં અમારે સંન્યાસ તથા વૈરાગ્ય વિગેરે શબ્દોના અર્થ જણાવી દેવા ઉચિત છે. જેટલો અર્થનો અનર્થ થાય છે તે માત્ર વસ્તુના વાસ્તવ સ્વરૂપને ન જાણવાથી થાય છે. સંન્યાસ તથા વૈરાગ્ય આ બંને શબ્દો, ઉપનિષત્, ગીતા અને શ્રીભાગવત વિગેરે આકર ગ્રંથોમાં પણ અનેકવાર આવી ચૂક્યા છે. વિશેષે કરી ગીતાજીના અઢારમા અધ્યાયનો પ્રારંભ અને અંતિમ ભાગ તો માત્ર સંન્યાસ નિર્ણયથી ભરેલો છે. દ્વિતીયાધ્યાયથી લઇ સત્તરમાં અધ્યાય સુધી જ્યારે પ્રભુ કર્મ, જ્ઞાન, અને ભક્તિની દૃષ્ટિએ જ ધર્મરક્ષાનું પ્રતિપાદન કરતાં ચાલ્યા આવે છે ત્યારે અર્જુનને શંકા થઈ આવી કે આવી અવસ્થામાં ત્યાગ અને સંન્યાસનો શું અર્થ હશે.' અને એટલા જ વાસ્તે આરંભમાં જ અર્જુને પ્રશ્ન કર્યો કે 'હે પ્રભો! હું ત્યાગ અને સંન્યાસ આ બંને શબ્દના અર્થ સમજવા ચાહું છું. ત્યારે પ્રભુએ એનો ઉત્તર આપતાં આજ્ઞા કરી છે કે 'હે અર્જુન! સર્વજ્ઞ [1]પુરૂષો કામના પૂર્વક કરવામાં

[1] काम्यानां कर्मणां न्यासं० । गीता १८–१ ।

આવતાં કર્મોના પરિત્યાગનેજ સંન્યાસ કહે છે. અને બુદ્ધિમાન્ લોકોનો એવો પણ મત છે કે કર્મમાત્રની[1] ફલાશાને છોડી કર્મ કરવું એજ ત્યાગ અને સંન્યાસ છે.

મનસ્વી[2] પુરૂષો એવું પણ કહે છે કે, કર્મ દોષયુક્ત છે (બંધન કરવાવાળું છે) માટે એને તો જ્ઞાન થયા બાદ છોડીજ દેવું. તેમાં કેટલાકનો એવો પણ મત છે કે, યજ્ઞ,[3] દાન, અને તપસ્યા રૂપ કર્મો કદી પણ ન ત્યજવાં, અર્થાત્ જ્ઞાન થયા પછી પણ તે કર્મો કરતાંજ રહેવું. હે અર્જુન[4]! તું અગર ત્યાગ અને સંન્યાસના વિષયમાં મારો મત જાણવા માંગતો હોય તો સાંભળ,–ત્યાગ કાંઈ એક પ્રકારનો નથી, પણ તે ત્રણ પ્રકારનો છે. કિંતુ મારો તો નિશ્ચિત અને ઉત્તમ મત એવોજ છે કે યજ્ઞ, દાન અને તપસ્યારૂપ કર્મો જ્ઞાનીને પણ પવિત્ર કરે છે, માટે તેમનો ત્યાગ ક્યારે પણ ન કરવો; અર્થાત્ એ ત્રણે જ્ઞાન થયાં પહેલાં કે જ્ઞાનોત્તર પણ કરતાંજ રહેવું. એક વાત બીજી પણ સમજી લે કે–યજ્ઞ, દાન, અને તપ એ ત્રણે કૌશલ્યથી (યુક્તિથી) કરવાં. 'संगं त्यक्त्वा फलानि च' કર્માસક્તિ, ફલાશા, અને કર્તાપણાનો અભિમાન છોડીને જ કરવાં; બસ, આજ કર્મ કરવાની ખરી યુક્તિ છે.

આ કર્મની યુક્તિ પ્રભુએ ગીતામાં દ્વિતીયાધ્યાયથી લઇને સત્તરમા અધ્યાય સુધી બતલાવી છે. અઢારમા અધ્યાયના નવમા શ્લોકમાં પ્રભુએ સાત્વિક ત્યાગનું સ્વરૂપ કહ્યું છે કે–હે અર્જુન! શાસ્ત્રની આજ્ઞા માની અથવા પ્રભુની આજ્ઞા સમજી પોતપોતાના અધિકાર મુજબ પ્રાપ્ત કર્મોની આસક્તિ, ફલાશા, અને કર્તાપણાનું અભિમાન છોડીને તે કર્મો કરતાં રહેવાને જ સાત્ત્વિક ત્યાગ કહે છે. ફલાશા,

---

१ सर्वकर्मफलत्यागम् । २ त्याज्यं दोषवत्० । ३ यज्ञदानतपः । ४ निश्चयं श्रृणु मे तत्र त्यागे इत्यारभ्य निश्चितं मतमुत्तममित्यन्तम् । त्यागोऽपि मनसैव हि । श्रीमदाचार्याः

કર્માસક્તિ, અને કર્તૃત્વાભિમાન આ ત્રણનો પરિત્યાગ કરવો. આવી રીતે કર્મ કરવાની યુક્તિ પ્રભુએ સમગ્ર ગીતામાં અનેક દૃષ્ટિથી બતલાવી છે. ક્યાંક કર્મદૃષ્ટિથી, ક્યાંક જ્ઞાનદૃષ્ટિથી, અને કોઈ સ્થલે ભક્તિદૃષ્ટિથી. અમે પણ આજ વિષયને સંક્ષેપથી આગળ સ્ફુટ કરીશું. તો હવે આટલા ગ્રંથથી એ સિદ્ધ થયું કે કર્મનો સ્વરૂપતઃ ત્યાગ ક્યાંય પણ કહ્યો નથી. વૈરાગ્ય એ મનનો ધર્મ છે. વૈરાગ્ય સિદ્ધિ થયા પછી પણ ક્રિયા તો કરવીજ પડે છે. વૈરાગ્ય થવાથી માત્ર કર્મનો ઉદ્દેશ ફેરવાઈ જાય છે. યદિ શાસ્ત્રદ્વારા કિંવા પ્રભુમાં ભક્તિ થવાથી વૈરાગ્ય થઈ જાય તો પણ લોકસંગ્રહની ઇચ્છાથીજ કર્મ કરવાંજ જોઇએ. પ્રભુએ[1] ગીતામાંજ એનો ઉત્તર આપી દીધો છે. અન્યત્ર ત્યાંજ એવું કહ્યું છે કે– મનને[2] વિશુદ્ધ, નિર્વિકાર અને સમ બનાવવાની ઇચ્છા રાખનારે કર્મ કરવાંજ જોઈએ. ઉપર પ્રદર્શિત (દેખાડેલી) યુક્તિથી અગર કર્મ કરવામાં આવે તોજ મન વશમાં આવશે. શાંત થશે અને શાંત થયા પછી તે શમજ કર્મ કરતાં કરતાં મોક્ષનું કારણ થઈ જશે. માટે ત્યાગ અને સંન્યાસની દૃષ્ટિથી પણ વ્યવહાર પાલનજ પ્રાપ્ત થાય છે, વ્યવહાર નાશ નહિં.

વૈરાગ્યનો ખરો અર્થ પોતાના મનને આસક્તિથી હઠાવવું જ થાય છે. रागाद् विरुद्धो विरागः। विरागस्य भावो वैराग्यम्। અથવા विगतो रागो यस्मात् स विरागः विरागस्य भावः कर्म वा वैराग्यम्। મનની જે દૈહિક પદાર્થોમાં એકદમ આસક્તિ થઈ રહી છે તેમાંથી મનને હઠાવવા માટે જે કાંઈ મનમાં આવવું અથવા જે તેનું આચરણ તેને વૈરાગ્ય કહે છે. 'अधिकं योऽभिमन्येत स स्तेनो दंडमर्हति' જીવન રક્ષા માટે જે પદાર્થો જોઈએ તેથી વધારે પદાર્થોમાં જે આસક્તિ કરે તે

---

१ यद्यदाचरति०। न कुर्यां कर्म चेदहम्। एवं प्रवर्तितं चक्रम्। २ आरुरुक्षोर्मुनेर्योगं०।

ચોર છે અને દંડને લાયક છે, અમે પૂર્વમાં સિદ્ધ કરી આવ્યા છીએ કે મનને એકદમ બેરોક છોડી દેવાથી પોતાની અને સમાજની હાનિ થાય છે. અને હાનિકર કર્મ ધર્મ કહી શકાય નહિ. માટે કોઈ ખાસ નિયમમાં જ મન તથા કૃતિને રોકી રાખવાને વૈરાગ્ય કહે છે. એકદમ બીલકુલ મન તથા ઇંદ્રિયોની ચેષ્ટાઓને રોકી દેવાથી પણ કામ ન ચાલશે. આમ કરવાથીયે પણ સમાજ અને પોતાના નાશની સંભાવના રહે છે. માટે નિયમિત વ્યવહારનો ઉપભોગ કરવાનું નામ જ વૈરાગ્ય છે. અને એ માટે અમારૂં કહેવું ઠીક છે કે ધર્મદૃષ્ટિથી પણ વ્યવહારપાલન જ પ્રાપ્ત થાય છે, પણ વ્યવહાર-નાશ પ્રાપ્ત થતો નથી. તો હવે અમારા ધર્મનું લક્ષણ **"શાસ્ત્રોક્ત નિયમથી નિયમિત ક્રિયા જ ધર્મ અથવા કર્મ છે"** એ ઠીક છે. તે કર્મ અથવા ધર્મ અધિકાર તથા અવસ્થાના ભેદથી અનેક પ્રકારનો છે. કોઈને માટે શ્રૌત, સ્માર્ત અને પૌરાણ આ ત્રણે ધર્મો છે; અને કોઈને માટે નિષ્કામ કર્મ જ ધર્મ છે. ધર્મ અનેક પ્રકારનો છે પણ ધર્મપણું સર્વ ધર્મમાં સરખુંજ રહેલું છે. ક્રિયા જોઈએ તો વેદોક્ત કર્મ સંબંધી હોવ, ચાહે જ્ઞાન સંબંધી અને ચાહે તો ભક્તિ સંબંધી હોવ, પરંતુ ક્રિયાપણું સર્વમાં છે. અને **આ વ્યાપક ક્રિયા જ બ્રહ્મરૂપ છે,** એ પૂર્વમાં કહી આવ્યા છીએ.

માટે જે લોકો આવું વિવેચન કર્યા વગર જ કહી નાંખે છે કે કર્મથી મોક્ષ નથી મળતો અથવા કર્મ હલકું છે; તો તે લોકો શાસ્ત્રનું રહસ્ય તદન જાણતા નથી; તથા સાંપ્રદાયિક રહસ્ય પણ સમજતા નથી, અને કર્મ, ધર્મ તથા ક્રિયા શબ્દના અર્થને પણ જાણતા નથી. અહીં સુધી અમે એ સિદ્ધ કરી બતાવ્યું છે કે કોઈનો કર્મ માર્ગથી પણ મોક્ષ થાય છે. શ્રુત્યુક્ત, સ્મૃત્યુક્ત અને પૌરાણ

આ ત્રણે ધર્મો અગર જ્ઞાન ભક્તિ સહિત કરવામાં આવે તો તેથી મોક્ષની પ્રાપ્તિ જરૂર થાય છે. જ્ઞાનભક્તિરહિત નિષ્કામ કર્મથી પણ જ્ઞાનોપયોગી શુદ્ધ દેહ મળે છે; અને પરંપરાથી મુક્તિ પણ મળે છે. કિંતુ સકામ કર્મથી મોક્ષ મળતો નથી. તથા સકામ કર્મમાર્ગની જ શાસ્ત્રોમાં સર્વત્ર નિંદા આવે છે. આવી નિંદાને જ જોઈ તત્ત્વાનુસંધાન કર્યા વગર કેટલાક કહેવા લાગી જાય છે કે 'કર્મમાર્ગ નિંદ્ય છે, તેથી મોક્ષપ્રાપ્તિ થતી નથી' વિગેરે. પરંતુ તેમની એ મોટી ભૂલ છે એ અમે વિસ્તારથી કહી ચૂક્યા છીએ. કર્મમાર્ગથી પણ મોક્ષ મળે છે.

પરંતુ એટલું જરૂર કહેવું પડશે કે અંગસહિત જ્ઞાનપૂર્વક કરવામાં આવતું જ કર્મ મુખ્યફલ (મોક્ષ)ને આપે છે, પણ અંગ અને જ્ઞાન રહિત કરાતું કર્મ મુખ્યફલ આપતું નથી. દેશ, કાલ, દ્રવ્ય, કર્તા, મંત્ર, અને કર્મનો પ્રકાર ( ચેષ્ટાદિ ) આ છ કર્મનાં અંગો છે. કર્મમાર્ગમાં આ છએની શુદ્ધિ જરૂર હોવી જોઇએ. અગર એ છ શુદ્ધ ન હોય તો કર્મમાર્ગ ફલદાયક નીવડતો નથી. પ્રત્યુત અશુદ્ધ થઈ નરકાદિની પ્રાપ્તિ પણ કરાવે છે. કર્મ માટે પ્રથમ દેશ શુદ્ધ હોવો જોઇએ, કર્મ ઉત્તમકાલમાં થવું જોઈએ, યજ્ઞાદિમાં જેટલાં દ્રવ્યો અપેક્ષિત હોય તે બધાં પવિત્ર હોવાં જોઇએ. યજ્ઞાદિકર્મનો કર્તા સ્વયં યજમાન પણ પવિત્ર જોઇએ, મંત્ર પણ શુદ્ધ હોવા જોઈએ. અને કર્મપ્રકાર પણ પવિત્રજ હોવો જોઇએ. કલિયુગમાં આ સર્વ વસ્તુ કેટલેક અંશે પ્રાપ્ત થવી અસંભવિત છે, એ સહેજ વિચારવાથી જણાઈ આવે છે. એક કાલજ આજકાલ એટલો બધો વિરૂદ્ધ થઈ પડ્યો છે કે એણે સર્વ પદાર્થોને દોષયુક્ત મલિન કરી નાંખ્યા છે. કલિએ બધાના હૃદયમાં ઘુસી તેમનાં અંતઃકરણને મલિન બનાવી દીધું છે. કાલ કોઈને વશ નથી. કેમકે એ ભગવાનનું સ્વરૂપ છે.

બધાંને પોતાના વશમાં રાખી સ્વતંત્રપણાથી ક્રીડા કરવી એ એનો સ્વભાવ છે. એ કરાલ કાલેજ જેટલા યજ્ઞિય પ્રદેશો છે તે સર્વને સર્વ પ્રકારે હીન અને ભ્રષ્ટ કરી દીધાં છે. યજ્ઞના કામમાં આવતાં ઘી વિગેરે પદાર્થો પણ મહાભ્રષ્ટ મળવાં લાગ્યાં છે. કર્તા યજમાનો પણ ખુદ સોડાવોટર, જંજીર, લેમન, અંગ્રેજી દવા, બરફ અને નળનું જલ વિગેરે અનેકાનેક અપવિત્ર વસ્તુઓનાં બડા અભ્યાસી, સંસ્કાર-રહિત, તથા બ્રાહ્મ આચારથી ભ્રષ્ટ થઈ ગયા છે, એ તો સર્વ કોઈ સારી રીતે જાણે છે. યજ્ઞ કરાવનાર ઋત્વિજો–બ્રાહ્મણો પોતે લોભી અંગ્રેજી દવા વિગેરે દુષ્ટ દ્રવ્યો કામમાં લાવનારા, વેદના સ્વર તથા અર્થને સર્વથા ન જાણનારા થઇ ગયા છે. મંત્રાદિ પણ સ્વર તથા અર્થથી રહિત થઈ ગયા છે. માટે કર્મની સિદ્ધિ તો વેગળી રહી પ્રત્યુત એવા મંત્રો અને યજ્ઞાદિથી લોકને અધિક હાનિ ઉઠાવવી પડે છે. માટે આવા સમયમાં કેવલ કર્મમાર્ગથી મોક્ષ મળવો અસંભવ છે. અને એટલા જ માટે પ્રભુએ આજ્ઞા કરી છે કે 'यज्ञानां जपयज्ञोऽस्मि યજ્ઞોમાં જપયજ્ઞ (નામયજ્ઞ) મારૂં સ્વરૂપ છે. શ્રીમદ્ભાગવતમાં[1] કહેલા કર્મમાર્ગથી આજકાલ બે એક જન્મમાં મોક્ષ થઈ શકે છે. શ્રીમદ્ ભાગવતમાં જનોદ્ધાર માટે કયો માર્ગ બતાવ્યો છે એ અમે આગળ કહીશું.

શ્રીમદ્ ભગવદ્ગીતામાં પણ આ કર્મમાર્ગની અસત્ય ભાવના તથા કઠિનતા જોઈને જ પ્રભુએ આ ધર્મ સાથે જ જ્ઞાન તથા ભક્તિનો યોગ સાધ્યો; બલ્કિ ત્યાં ભક્તિને જ મુખ્ય ગણી એક એવો અપૂર્વ માર્ગ કહ્યો છે કે જે દ્વારા સર્વ જીવોનો ઉદ્ધાર થઈ શકે છે.

---

૧ श्रीभागवतमार्गेण स कथंचित्तरिष्यति । इत्यादि

निबंधे श्रीमदाचार्यचरणाः ॥

ગીતોપનિષત્‌નોજ વિસ્તાર શ્રીમદ્‌ભાગવત છે. જે વાત ગીતામાં સંક્ષેપરૂપે કહી છે તેજ વાત શ્રીમદ્‌ભાગવતમાં વિસ્તારે વર્ણવી છે. જ્યારે જ્ઞાનસહિત ભક્તિપ્રધાન ધર્માચરણ કરવામાં આવે ત્યારે તે ભગવદ્‌ધર્મ કહેવાય છે.

**कर्मणो ह्यपि बोद्धव्यं बोद्धव्यं च विकर्मणः ।**
**अकर्मणश्च बोद्धव्यं गहना कर्मणो गतिः ॥**

श्रीगीतोपनिषत् ।

**कर्माकर्मविकर्मेति वेदवादो न लौकिकः ।**
**वेदस्य चेश्वरात्मत्वात्तत्र मुह्यन्ति सूरयः ॥**

श्रीमद्भागवतम्

કર્મને પણ સમજવું જોઇએ અને વિકર્મને પણ જાણવું ઉચિત છે, તથા અકર્મને પણ સમજી લેવું ઠીક છે; કારણ કે કર્મની સમજ પડવી ઘણીજ કઠિનતમ છે. કર્મ, અકર્મ, અને વિકર્મ એ ત્રણે વેદનો શાસ્ત્રાર્થ છે, લોકમાં આ વાતને કોઈ સમજી શકતો નથી. વેદ પરમેશ્વરનું સ્વરૂપ છે માટે તેનું તાત્પર્ય જાણવામાં તો મોટા મોટા ત્રિકાલજ્ઞ ઋષિમુનિઓ પણ ચક્કર ખાઈ જાય છે.

**વેદશાસ્ત્રમાં કહેલી કર્તવ્યક્રિયાનેજ કર્મ કહે છે, વેદશાસ્ત્રોક્ત કર્તવ્યક્રિયાથી ઉલ્ટા આચરણને વિકર્મ કહે છે, અને વેદશાસ્ત્રોક્ત કર્તવ્યક્રિયાના ત્યાગને અકર્મ કહે છે. અથવા જ્ઞાનભક્તિ સહિત કરાતું કર્મજ સત્યકર્મ કહેવાય છે, અને શાસ્ત્રોકત કર્મથી વિરૂદ્ધને અકાર્ય કહેવામાં આવે છે એવં કર્મ ત્યાગને વિકર્મ કહે છે.** કર્મનો ત્યાગ બે પ્રકારે થઈ શકે છે. એક અશક્તિથી અને અન્ય અનધિકારથી. વળી, વિધિદ્વારા કર્મનો ત્યાગ કેટલા પ્રકારનો છે તેનું સ્વરૂપ ગીતામાં

કહ્યું છે; અને અમે પણ થોડું ઘણું સંક્ષેપથી આ ગ્રંથમાં કહ્યું છે. ગમે તેમ હોવ પણ કર્મના ત્યાગનેજ અકર્મ કહે છે. આ બધું બરોબર સમજી· નેજ કર્મ કરવું. કર્મ માત્ર (સોમયાગ પર્યંત) ની સમજને જવા દે પરંતુ એક સામાન્યતઃ કર્મની સમજ તો જરૂર હોવીજ જોઇએ.

'કેવલ કર્મમાત્ર બંધન કરે છે' આ વાત લગભગ સર્વ શાસ્ત્રોમાં કહેવામાં આવી છે. 'अद्दढा ह्येते प्लवा यज्ञरूपाः' ભક્તિજ્ઞાન વગર કરાયલું આ યજ્ઞાદિકર્મ રૂપી જહાજ (વહાણ) સંસારરૂપ સમુદ્રની પેલી પાર લઈ જઈ શકતું નથી; 'न कर्मणा' કર્મથી મોક્ષ મળતો નથી વિગેરે. તો હવે એ વિચાર કરવો ઘટે છે કે કર્મથી મોક્ષ શા માટે નથી મળતો. બીજું આ જ્ઞાન–સમજ પડવી એક સાધારણ વાત છે. કર્મમાં બંધન કરનારી મુખ્ય ત્રણ વસ્તુ છે. એક ફલની આકાંક્ષા, બીજી, પોતે પોતાને તેમાં સ્વતંત્ર કર્તા માનવો તે, અને ત્રીજી કર્મમાં આસક્તિ. પણ જ્યાં કર્મ સાથે જ્ઞાન તથા ભક્તિનો સંયોગ કર્યો એટલે પછી કર્મમાં આ ત્રણ બાધાઓ આવી નડતી નથી. અને જ્યાં આ ત્રણે દોષો ગયા એટલે કર્મ બંધન કરતું નથી; પછી તો તે મોક્ષને જ ફળનારૂં થઈ જાય છે.

જ્યાં સુધી કર્મનું ફલ મળતું નથી ત્યાંસુધી તૃષ્ણા અને કર્મની આસક્તિ થોડી ઘણી રહે છે. હજાર રૂપીઆને ચાહનારો જો કે તેટલા રૂપીઆ મળતા પહેલાં તેટલાથી જ સંપૂર્ણતા માને છે, અને ઉદ્યોગ પણ તેટલો જ પૂરતો કરે છે. પરંતુ જ્યાં તેને તેટલા રૂપીઆ મળી ગયા કે તરત જ તેની તૃષ્ણા વધવા લાગે છે. હજાર રૂપીઆવાળાને પછી આપોઆપ લક્ષ રૂપીઆની ઇચ્છા થઈ આવે છે. અને પછી તે ફલની ઇચ્છા રાખી બમણો અને ત્રમણો પ્રયત્ન કરવા લાગે છે. હજી પણ લક્ષ રૂપીઆ મળતાં સુધી તે પોતાના મનમાં તેટલા

જ રૂપીઆથી તૃપ્તિ માને છે; પણ જ્યાં લક્ષ રૂપીઆ મળી ચૂકયા કે તરત જ વળી પાછી તેની ધનાશા વધવા લાગશે. અને તે ફ્લાશા અને કર્માસક્તિ વધતાં વધતાં બ્રહ્મપદ સુધી પહોંચી જાય છે. આવી રીતે આ કર્માસક્તિ અને ફલાશા જીવને કર્મમાં બાંધી રાખે છે. આમ પોતે પોતાને સ્વતંત્ર કર્મ કરનાર માનવો એ પણ કર્મબંધન કરાવે છે. જીવ પોતે પોતાને સ્વતંત્ર કર્તા માને છે અને કર્મફલ તથા કર્માસક્તિને છોડી શકતો નથી, કારણ કે તેને તેમાં દૃઢ અહંભાવ અને મમતા થઈ જાય છે. અને એવો મનુષ્ય ફલની આકાંક્ષા પણ છોડી શકતો નથી. અને ફલની આકાંક્ષાઓ સાથે તો કર્મબંધન લાગ્યું જ હોય છે. આવી રીતે આ ત્રણ વસ્તુ જીવને કર્મથી બાંધી લે છે. આકાંક્ષા, અંતઃકરણની વૃત્તિ, દેશ, કાલ, દ્રવ્ય, મંત્ર, કર્મ પ્રકાર અને કર્તા આ બધાની વિલક્ષણતાના કારણે કર્મમાર્ગમાં અમુક જ ફલ મળશે એવો નિશ્ચય કોઈ કહી શકતો નથી; એ અમે પૂર્વમાં કહી આવ્યા છીએ.

કર્મથી મોક્ષ કેમ નથી મળતો એનું કારણ એક આ પણ છે કે પાપ, પુણ્ય, પ્રાયશ્ચિત્ત આ બધી ક્રિયાઓ છે. અને ક્રિયાનું સૂક્ષ્મ-રૂપ અથવા વાસ્તવરૂપ તદ્રૂપ વાસના છે. અપૂર્વ, અદૃષ્ટ, વાસના, સંસ્કાર, અને સંપત્ આ બધાં એ સૂક્ષ્મ કર્મનાં જ જુદાં જુદાં નામો છે. કર્મનું સૂક્ષ્મરૂપ આ વાસના અતઃકરણમાં જમા રહે છે. આવી અવસ્થામાં અગર કોઈ પાપી પોતાનું પાપ દૂર કરવા માટે પ્રાયશ્ચિત્ત કરે, અથવા પુણ્યાત્મા પોતાનો મોક્ષ સાધવા કોઈ સત્કર્મ કરે તો તે બંને ક્રિયાઓ તેમનાં અંતઃકરણ પટ પર જઈ જમા થઈ જાય છે. તે અંતઃકરણ ઉપર પાપરૂપક્રિયા, જેને દૂર કરવાના હેતુથી તે પ્રાયશ્ચિત્ત કરી રહ્યો છે, તે પહેલેથી જ જમા છે. બુરી પાપરૂપ

વાસના જે અંતઃકરણ પર પહેલેથી જ જમા છે અને જેને દૂર કરવા માટે તે પ્રાયશ્ચિત્તરૂપ સત્કર્મ (ક્રિયા) કરી રહ્યો છે, તો તે, તે પ્રાયશ્ચિત્તથી કદી મટી શકતી નથી. હા, એટલું થાય છે કે તે જ અંતઃકરણ ઉપર તે પ્રાયશ્ચિત્તની વાસના પણ જઈને જમા થઇ જાય છે.

કહેવાનો આશય એ છે કે પાપ અને પુણ્ય બંને ક્રિયારૂપ છે. અને ક્રિયામાત્ર વાસનારૂપે અંતઃકરણપર જમા રહે છે. આવી અવસ્થામાં કોઈ પાપી અગર પોતાના પાપને દૂર કરવાના હેતુથી તેનું પ્રાયશ્ચિત્ત (સત્કર્મ) કરે તો તે પ્રાયશ્ચિત્તથી દૂર થઇ શકતું નથી. પરંતુ જે અંતઃકરણ પર જે પાપરૂપ બુરી વાસના જમા થઈ રહી હતી તે પર જ આ ઉત્તમ વાસના પણ જઈ જમા થઈ ગઈ.

હવે જો પુણ્યથી પાપનો નાશ થઈ જતો હોય તો પછી જીવને દુઃખ જ ન થવું જોઇએ. મોટા મોટા રાજાઓની દુઃખકથાઓ સર્વ કોઇએ વાંચી અને સાંભળી પણ હશે. દુઃખ પાપથી જ મળે છે, એ સામાન્ય નિયમ છે. નલપ્રભૃતિ રાજાઓએ મહત્ પુણ્યો કર્યાં હશે એ સર્વ કોઈ સમજી શકે છે. અને તેમનાં દુઃખો જોઈ એ પણ કહેવું જ પડશે કે તેમણે જરૂર કોઇને કોઈ મોટું પાપ પણ કર્યું જ હશે. તો આવી સ્થિતિમાં માલમ પડે છે કે જે પુણ્યથી તે નલપ્રભૃતિ રાજાર્ષિઓને રાજ્યપદ મળ્યું છે તેથી તેમનાં પાપનો નાશ થયો નથી. કદાચ તેથી પાપ નષ્ટ થયું હોત તો તેમને દુઃખ ભોગવવાનો વખત જ ન મળત; માટે માનવું પડશે કે પ્રાયશ્ચિત્તાદિ સત્કર્મોથી પાપનું નિર્મૂલન થતું નથી, પરંતુ અંતઃકરણ પર પાપની માફક તજ્જન્ય પુણ્ય પણ જમા રહે છે. અને બીજા જન્મમાં તેમનાં ફલો ભોગવવાં જ પડે છે. 'प्रारब्धकर्मणां भोगादेव क्षयः' પ્રારબ્ધકર્મોનો ભોગથી જ ક્ષય થાય છે.

**એકદમ બીલકૂલ દુઃખનો અભાવજ મોક્ષ અથવા મુક્તિ કહેવાય છે.** તે મોક્ષ જ્યાંસુધી કર્મની સત્તા રહે છે ત્યાં સુધી કદી નથી મળતો. પાપ અને પુણ્ય બંને કર્મ છે. એ બંનેનો સમૂલ નાશ થવાથી જ મોક્ષ મળે છે, આવો સર્વશાસ્ત્રોનો સિદ્ધાંત છે. જ્યાં કોઈ સ્થલે સત્કર્મનું ફ્લ મોક્ષ લખ્યું છે ત્યાં તેનો અર્થ મુખ્ય મોક્ષ (દુઃખાભાવ) નથી; પરંતુ અવસ્થાપરિત્યાગ (કોઈ એક અવસ્થાનો પરિત્યાગ) જ સમજવો જોઇએ. સત્કર્મ કરવાથી મનુષ્ય પોતાની પ્રથમ અવસ્થાને છોડી ઉચ્ચ અવસ્થામાં આવે છે; માટે આવા અવસ્થા પરિત્યાગના અર્થમાં ત્યાં મુક્તિ અથવા મોક્ષનો પ્રયોગ કરાયો છે. અંતઃકરણપરથી સારી કે નબળી (પુણ્ય-પાપ) સર્વ વાસનાઓનો જ્યારે એકદમ નાશ થાય છે, ત્યારે જ મોક્ષ મળે છે. સારી વાસનાનું (પુણ્યનું) ફ્લ સુખ છે અને બુરી વાસનાનું (પાપનું) ફ્લ દુઃખ છે. એ ઉભયનો જ્યાં સુધી નાશ ન થાય ત્યાં સુધી મોક્ષ મળવો અશક્ય છે. માટે માનવું પડશે કે પુણ્યથી પાપનો નાશ થતો નથી. જ્યાં જ્યાં એવાં વચનો મળી આવે ત્યાં ત્યાં સર્વત્ર તે પુણ્યનો ક્યાં તો ભક્તિજ્ઞાન અર્થ સમજવો અથવા ત્યાં પુણ્યની સ્તુતિ કરી છે એમ સમજવું જોઇએ.

પાપને જડમૂળમાંથી નાશ કરવા માટે માત્ર બે જ ઉપાય છે. એક જ્ઞાન અને બીજો ભક્તિ. જ્ઞાનથી પાપનો નાશ થઈ જાય છે. એક માત્ર પાપનો જ જ્ઞાનથી નાશ થતો નથી પણ સારી નબળી સર્વવાસનાઓ જ્ઞાનસૂર્યનો ઉદય થતામાં નષ્ટ થઈ જાય છે. તેમ ભક્તિથી પણ પાપપુણ્યનો નાશ થઇ જાય છે. એટલા જ માટે પ્રભુએ આજ્ઞા કરી છે કે 'ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुतेऽर्जुन' હે અર્જુન ! જ્ઞાનરૂપી અગ્નિ સમગ્ર (સારાં-નબળાં) કર્મોને બાળી ભસ્મ કરી નાંખે છે.

શ્રીમદ્‌ભાગવતમાં કહ્યું છે કે 'प्रायश्चित्तं विमर्शनम्' પાપનું ખરૂં પ્રાયશ્ચિત્ત જ્ઞાન છે. 'क्षिपन्त्यघं महदपि वेणुगुल्ममिवानलः' ધીર પુરૂષ આ જ્ઞાનનાં નવ સાધનો દ્વારા પ્રાપ્ત થયેલા જ્ઞાનથી ગમે તેવા મોટા પાપનો નાશ કરી નાંખે છે; જેમ અગ્નિ કાષ્ઠસમૂહને બાળી નાંખે છે.

ભક્તિ પણ પાપ તથા પુણ્યને અથવા ક્રિયામાત્રના સંસ્કારોને નષ્ટ કરી નાંખે છે. શ્રીમદ્‌ભાગવતમાં કહ્યું છે કે—कथं विना रोमहर्षं द्रवता चेतसा विना । विनानंदाश्रुकलया शुद्ध्येद् भक्त्या विनाशयः ॥ જ્યાં સુધી પ્રભુપ્રેમમાં ગાંડાઘેલા બની શરીરને પુલકિત (રોમાંચિત) ન કર્યું હોય, ચિત્ત પીગળ્યું ન હોય, તથા આંખમાંથી આનંદનાં આંસુઓ ન ટપકતાં હોય, અને જ્યાં સુધી આવી ભક્તિનો ઉદય ન થયો હોય ત્યાં સુધી અંતઃકરણની શુદ્ધિ શી રીતે થાય. 'अघं धुन्वन्ति कार्त्स्न्येन नीहारमिव त भास्करः' જેમ સૂર્યનારાયણ પોતાના તાપથી નીહાર (ઝાકળ)ના જલને બીલકુલ સુકવી નાંખે છે; તેમ ભગવદ્‌ભકતો પણ પ્રભુપ્રેમથી પાપનો સમૂલ નાશ કરે છે.

આ વાતને અમે દૃષ્ટાંતથી બહુ સારી રીતે સમજાવી દઇએ છીએ. સફેદ કપડાંને અમે પીળું રંગ્યું અને ધારો કે તે રંગ અમને પસંદ ન પડ્યો તેથી અમે અમારી અનુકૂલતા અથવા મરજી પ્રમાણે તેને નીલ રંગે રંગ્યું: એટલે તે લીલું થઈ ગયું. લીલો રંગ, થવાથી પણ તે કપડા પરનો પીળો રંગ ગયો નહિ, એ નિશ્ચય છે. માત્ર એટલું જ થયું કે પેલા પહેલાના પીળા રંગ ઉપર નીલ રંગની સ્થાપના થઇ છે. હવે અગર તે નીલરંગ પેલા પીળા રંગને દૂર કરી દેત તો કપડું કદી લીલું ન થાત. એવી રીતે પુણ્યકર્મ (પ્રાયશ્ચિત્ત) રૂપ વાસનાઓ પાપકર્મરૂપ વાસનાઓનો નાશ કરી શકતી નથી. માત્ર એટલું જ થાય છે કે જે અંતઃકરણપર પાપરૂપ વાસ-

નાઓ જમા થઇ છે તે જ અંતઃકરણ પર આ પુણ્યકર્મરૂપ વાસનાઓ જમા થાય છે. બાદ પરિપાક થયા પછી જ્યારે બુરી વાસનાઓનું ફલ મળશે ત્યારે પેલી પુણ્યવાસનાઓનું ફલ પણ મળશે. એટલા જ માટે શાસ્ત્રમાં કહ્યું છે કે "प्रारब्धकर्मणां भोगादेव क्षयः, कर्मणा कर्मनिर्हारो न ह्यात्यान्तिक इष्यते, यथा हि पुरुषो भारं शिरसा गुरुमुद्वहन् । तं स्कंधेन स आधत्ते तथा सर्वाः प्रतिक्रियाः" શ્રીમદ્‌ભાગવતમાં બીજી જગ્યાએ આજ વાતને આવી રીતે કહી છે—

**प्रायश्चित्तानि चीर्णानि नारायणपराङ्मुखम् ।**
**न निष्पुनन्ति राजेन्द्र सुराकुंभमिवापगाः ।**

હે રાજેન્દ્ર ! મદિરાના કલશને જેમ ગંગાદિ નદીઓ પવિત્ર કરી શકતી નથી, તેમ ભગવાન્ સાથે (જ્ઞાનદ્વારા અથવા ભક્તિદ્વારા) સંબંધ ન રાખનાર પાપી મનુષ્યને મોટામાં મોટાં પ્રાયશ્ચિત્તો પણ પાવન કરી શકતાં નથી. માટે માનવું પડશે કે પ્રાયશ્ચિત્તોથી પાપાદિનો નાશ થતો નથી. પ્રાયશ્ચિત્તથી લોકમાં માત્ર ડર, શુદ્ધતા અને ધર્મશ્રદ્ધા આવે છે.

કપડાંનાં સર્વરંગોને કદાચ દૂર કરવાં હોય તો તેમાં ખારો નાંખી ગરમ જલમાં ખુબ ગરમ કરવાં જોઇએ. આમ કરવાથી તેના સર્વરંગો જતાં રહેશે, અને કપડામાં શુદ્ધરૂપ આવી જશે. તેમ જો અંતઃકરણની સર્વવાસનાઓનો નાશ કરવો હોય તો પ્રભુનું સપરિકર જ્ઞાન અને પ્રભુ ઉપર પરમ પ્રેમ થવો જોઇએ. પ્રભુના જ્ઞાનથી તથા તેના ઉપરના પ્રેમથી એટલે પ્રભુભક્તિથી કર્મોનો સમૂલ નાશ થઈ જશે. અને કર્મોનો સમૂલ નાશ થવાથીજ મોક્ષ (મુક્તિ) મળે છે, અન્યથા નહિં. જ્ઞાન અને ભક્તિથી જીવનાં સ્વતંત્રકર્તૃત્વ, કર્માસક્તિ, અને ફલાકાંક્ષા વિગેરે સર્વ કર્મનાં દોષો નિવૃત્ત થઈ જાય છે.

કર્મની સાથે જ્ઞાન અને ભક્તિનો યોગ કરવાથી સ્વતંત્રકર્તૃત્વ, કર્માસક્તિ અને ફલાકાંક્ષા આ ત્રણે કર્મબંધક દોષો નષ્ટ થઈ જાય છે. અને આજ કર્મ કરવાની ખરી યુક્તિ છે. ભગવાને સમગ્ર ગીતામાં અનેક પ્રકારે આજ યુક્તિનો વિસ્તાર કર્યો છે. અને તેમાં જો નવી વાત હોય તો આજ છે. 'सर्वं खल्विदं ब्रह्म' આ સમગ્ર જગત્ બ્રહ્મ છે, અર્થાત્ પ્રભુરૂપ છે. આવું જ્ઞાનનું સ્વરૂપ છે. જ્યારે બધું જ બ્રહ્મમય છે તો પછી કર્તા, કર્મ, અને ફલ એ સર્વ બ્રહ્મ જ છે. અને આવી રીતે જ્ઞાન થઈ જવાથી લાભ, અલાભ, વિગેરે બધું જ સમાન થઈ જાય છે. સર્વત્ર બ્રહ્મબુદ્ધિ થવાથી પછી કાંઈ પણ જાતની તૃષ્ણા રહેતી નથી. સર્વ જગત્ પ્રભુમય છે; પ્રભુ જ સાધન છે, પ્રભુ જ કર્તા, પ્રભુ જ કરાવનાર છે, પ્રભુ જ ફલ છે, અને ફલ દેનાર પણ પ્રભુ જ છે. આવું ભક્તિમાર્ગનું ગૂઢ રહસ્ય છે. આવી દૃઢબુદ્ધિ થવાથી કર્મબંધન કરાવનારી ત્રણે વાતો નાશ પામે છે. કરવું, ન કરવું, કે કંઈનું કંઈ કરી દેવું એ સર્વ પ્રભુના હાથમાં છે. કોને ફળ આપવું અને કોને ન આપવું આ પણ પ્રભુજીની મરજી ઉપર છે. પ્રભુની આજ્ઞા મુજબ કર્મ કરતા રહેવું એ જ જીવોનું કર્તવ્ય છે. ફલદાન કરવું એ સ્વામીના હાથમાં છે. આવા પ્રકારનો ભક્તિનો સિદ્ધાંત હૃદયમાં આરૂઢ થયા પછી જીવોનાં સ્વતંત્રકર્તૃત્વ, ફલાશા, અને કર્માસક્તિ એ ત્રણે દોષો દૂર થઈ જાય છે.

'मदर्थमपि कर्माणि कुर्वन्' 'ब्रह्मार्पणं' વિગેરે અનેકાનેક વચનોથી અનેક પ્રકારે સંપૂર્ણ વાત ગીતામાં પાર્થપ્રિય પ્રભુએ સ્પષ્ટ સમજાવી છે. કર્મસંન્યાસનું પણ આજ ગૂઢરહસ્ય છે. કર્મોનો સમ્યક પ્રકારે ન્યાસ એટલે પ્રભુપદપંકજમાં કર્મોનું અર્પણ કરવું. નિષ્કામ અર્થાત્ ફલાશાનો ત્યાગ કરનારાઓને પણ બીજી વખતે જન્મ લેવો પડે છે.

પરંતુ સંન્યાસી, અર્થાત્ કર્મફલ અને કર્મોને પ્રભુમાં અર્પણ કરનારને પુનર્જન્મ લેવો પડતો નથી; તેને તો મોક્ષ જ મળે છે.

કોઈ એક વકીલે પોતાના નોકરને એક પત્ર આપી કહ્યું કે, 'આને નાંખી આવ' નોકર શબ્દનો યથાર્થ ઉપયોગ કરવાવાળો હતો. એટલે રસ્તામાં જઈ તે પત્ર નાંખી આવ્યો. વકીલે પૂછ્યું:–'અરે જલ્દી શી રીતે આવી ગયો, પત્ર ક્યાં નાંખી આવ્યો ?' નોકરે જવાબ આપ્યો 'સાહેબ, આપે નાંખવાનું જ કહ્યું હતું માટે બહાર રસ્તા ઉપર નાંખી આવ્યો છું.' આ વાત ખરી હોય કે ખોટી પરંતુ એમાંથી તાત્પર્ય નિકળી શકે છે. જો કે નોકરે શબ્દનો યથાર્થ ઉપયોગ કરી પોતાના સ્વામીના કહેવા પ્રમાણે તે પત્ર નાંખી આવ્યો, પરંતુ ખરી રીતે જોતાં વકીલનું તાત્પર્ય આ નહિં હતું. અને નોકરે પણ એ શબ્દો ઉપર વિચાર ન કરતાં શબ્દોનાં તાત્પર્ય ઉપરજ વિચાર કરવો જોઈતો હતો. અને એમ ન કર્યાથી જ જે કાંઈ થયું તે ઠીક ન થયું.

પત્રનું ખરૂં નાંખવું ત્યારે કહેવાત કે જ્યારે તે પોસ્ટની પત્ર નાંખવાની પેટીમાં (In the letter box) નાંખી આવ્યો હોત. જો કે રસ્તામાં નાંખવું પણ નાંખવું તો થયુંજ પરંતુ સુંદર અને મતલબ સિદ્ધિ કરનારૂં નાંખવું ન થયું કહેવાય. એવીજ રીતે નિષ્કામ કર્મ કરનારાઓ જો કે કર્મનો ત્યાગ તો કરે છે, પરંતુ તેમનો તે ત્યાગ કોઇ એક અપેક્ષિત અને સુંદર સ્થાનમાં ન હોવાથી 'રસ્તામાં પત્ર નાંખવાની' બરોબર થવાથી સમ્યક ન્યાસ નથી. અને કદાચ તેજ કર્મ બ્રહ્માર્પણ કરી કરવામાં આવે, પ્રભુને અર્પણ કરી કરાય, પ્રભુ માટેજ કરાય તો તે કર્મનો સમ્યક્ (સુંદર) ત્યાગ છે. અને સમ્યક્ ન્યાસને જ સંન્યાસ કહે છે; અર્થાત્ કર્મ તથા કર્મફલોને બ્રહ્મમાં અર્પણ કરવાં. વેદશાસ્ત્રોમાં સર્વ ઠેકાણે સંન્યાસનું ખરૂં રહસ્ય આવુંજ

દર્શાવ્યું છે. ગીતામાં પ્રભુશ્રીએ સ્પષ્ટ રીતે અનેક સ્થલે એજ કહ્યું છે કે બ્રહ્મ માટે, બ્રહ્મની પ્રસન્નતા પ્રાપ્ત કરવા માટે અથવા ભગવાનને અર્પણ કરીને જ સર્વ કર્મો કરવાં ઉચિત છે. અને આમ કરવાથી જ કર્મની બંધનશક્તિ નાશ પામશે. બંધન કરવાની શક્તિ કર્મમાં નથી રહેતી પણ તે ફ્લાશામાં છે. બીજું પાપ, પુણ્ય પણ કર્મમાં નથી કિંતુ તે મનઃસંયોગમાં છે. સ્મૃતિગ્રંથોમાં એક દિવ્યપ્રકરણ છે. તેમાં લખ્યું છે કે અપરાધીના પાપનો નિર્ણય ન થઈ શકે તો પછી અપરાધીને ઝેર પીવડાવવું જોઈએ, આમ કરતાં અગર તે મરી ગયો તો સમજવું કે તે અપરાધી–પાપી હતો. અને કદાચ બચી ગયો તો સમજો કે શુદ્ધ હતો, અર્થાત્ નિરપરાધી હતો. અને તેની તે વિધિ પણ ત્યાં જ લખી દીધી છે. આવા સમયમાં ઝેર દેનાર અને અપાવનારને હત્યા લાગતી નથી. જો કે ત્યાં હત્યાની ક્રિયા તો થઈ ચૂકી, પરંતુ મનઃસંયોગ હત્યાનુકૂલ ન હોવાથી ઝેર પીવડાવનારનો અને ન્યાયકર્તા પ્રાડવિવાક (Judge)નો મનઃસંયોગ હત્યા કરવામાં ન હતો, પરંતુ ઈન્સાફની ખોળમાંજ હતો. આથી સ્પષ્ટ પ્રતીત થાય છે કે બંધનશક્તિ કર્મમાં નથી, કિંતુ ફ્લાશા અને મનઃસંયોગમાં જ રહે છે. એક જગ્યાએ એવું વચન પણ છે કે–मनसैव कृतं पाप न शरीरकृतं कृतम् । येनैवालिंगता कान्ता तेनैवालिंगिता सुता' અર્થાત્ મનુષ્ય પોતાની સ્ત્રીને છાતીએ લગાવે છે, કન્યા તથા પરસ્ત્રીને પણ છાતીએ લગાવે છે. છાતીએ લગાવવું સર્વત્ર એક છે; પરંતુ તે તે સ્થલે મનઃસંયોગ ભિન્ન ભિન્ન પ્રકારનો છે. એથી પણ સ્પષ્ટ થાય છે કે બંધનશક્તિ કર્મમાં નથી પરંતુ ફ્લાશા, કર્માસક્તિ અને સ્વતત્ર કર્તૃત્વમાંજ રહે છે. જ્યારે ભક્તિ તથા જ્ઞાનદ્વારા એ ત્રણે વાતો નષ્ટ થઈ જાય છે ત્યારે તેજ કર્મ મોક્ષફળ ફળનારૂં થઈ

રહે છે. ફલાશા, કર્માસક્તિ, અને સ્વતંત્રકર્તૃત્વ, બસ આ ત્રણનેજ છોડવા માટે જ્ઞાન તથા ભક્તિદ્વારા મનને વશ કરવામાં આવે છે. કેવલ કર્મમાં અગર મન થોડું પણ વિચલિત થઈ જાય તો કર્મનું ફલ બદલાઈ જાય છે. મનની દશા અનંત હોવાથીજ કર્મનાં ફલો અનંત થઈ જાય છે. કેવલ કર્મમાર્ગ પૂરેપૂરો સિદ્ધ થઈ જશે એ કહેવું અત્યંત કઠિણ છે. કર્મ કરતી વખતે કદાચ થોડી પણ ભૂલ થઈ ગઈ તો સમજો કે બધુંજ ભ્રષ્ટ થઈ જાય છે. એ માટેજ પ્રભુએ ગીતાજીમાં કહ્યું છે કે:–'नेहाभि क्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते' અર્થાત્ ભક્તિ જ્ઞાનરૂપ કરાયલાં કર્મમાં કોઈ પણ જાતનું પ્રાયશ્ચિત્ત લાગતું નથી; અને એના પ્રારંભનો નાશ પણ થતો નથી.

કલિયુગમાં કર્મમાર્ગના દેશ, કાલ, દ્રવ્ય, કર્તા, મંત્ર, અને કર્મપ્રકાર આ છએ અંગ પવિત્ર અને નિર્દોષ મળવાં અસંભવ છે. શાસ્ત્રમાં એક મંત્રરૂપ અંગને માટે પણ મોટો કઠિણ નિયમ કહેવાયો છે કે:—

**मंत्रः स्वरतो वर्णतो वा मिथ्याप्रयुक्तो न तमर्थमाह ।**
**स वाग्वज्रो यजमानं हिनस्ति यथेन्द्रशत्रुः स्वरतोऽपराधात् ॥**

અર્થાત–યજ્ઞીય મંત્રોનો ઉચ્ચાર કરતી વખતે અગર તેમનાં સ્વરમાં અથવા અક્ષરોમાં થોડી પણ ભૂલ થઈ જાય તો તે મંત્ર અભીષ્ટ અર્થને કહેનારો રહેતો નથી. એટલુંજ નહિ પરંતુ તે સ્વર-વર્ણાદિ દોષવાળો મંત્રજ વાણીનું વજ્ર બની યજમાનનો નાશ કરી નાંખે છે. જેમ ત્વષ્ટાએ તો યજ્ઞમાંથી ઇંદ્રને મારી નાંખે એવો પુત્ર પેદા કરવો હતો; પરંતુ માત્ર સ્વરનાજ અપરાધથી .ઇંદ્રના હાથથી જેનું મૃત્યુ હતું એવો પુત્ર પેદા થઈ ગયો. બીજી પણ એક જગ્યાએ કહેવામાં આવ્યું છે કે :–'अनग्नाविव शुष्कैघो न तज्ज्वलति कर्हिचित्' વેદ

ભણી અગર તેનો બરોબર અર્થ ન જાણ્યો તો જેમ ભસ્મમાં ઘી હોમવાથી કોઈ અર્થ નથી નિકળતો તેમ તે અધ્યયન નિરર્થક થઇ પડે છે. માત્ર એક કર્મમાર્ગમાંજ નહિં, પરંતુ લગભગ જેટલાં કંઈ મોક્ષનાં સાધનો છે તે બધાંમાંજ કાલે પ્રવેશ કરી તે સર્વને દોષયુક્ત કરી નાખ્યાં છે. ધર્મમાર્ગમાં ફક્ત એક દોષજ વિઘ્ન નથી પરંતુ અધિકારનું પણ વિઘ્ન છે. યથાવત્ કર્મ કરવાનો અધિકાર આજકાલ કોઇનો પણ રહ્યો નથી. બુદ્ધિ[1] (જ્ઞાન) આયુષ્ય અને દોષોનો અભાવ આ ત્રણ વસ્તુ કર્મ કરવાનો અધિકાર સમર્પે છે. જેમની પાસે આ ત્રણ સંપત્તિ નથી તેમનો કેવલ ધર્મમાર્ગમાં અધિકાર નથી. અને અધિકાર વિના કરાયલું કોઈ પણ કર્મ ફલપ્રદ થતું નથી. માટેજ આ કરાલ કલિકાલમાં કોઈ પણ માર્ગદ્વારા સિદ્ધિ પ્રાપ્ત કરવી અતિ કઠિન છે. આ સમયમાં તો પોતપોતાના અધિકાર મુજબ યથાશક્તિ પોતાના વર્ણાશ્રમ ધર્મોનું અને ત્યાંસુધી અનુષ્ઠાન કરતા રહી શ્રીમદ્ભાગવતમાં[2] કહેલા માર્ગદ્વારાજ જીવોનો ઉદ્ધાર થઈ શકે છે. શ્રીમદ્ભાગવતમાં શ્રીશુકદેવજીએ આજ્ઞા કરીછે કે '**જેમને દુઃખાભાવપૂર્વક સુખની ઇચ્છા હોય તેઓએ ભગવાન્ પુરૂષોત્તમનું શ્રવણ, કીર્તન, અને સ્મરણ કરવું જોઇએ; અર્થાત્ નવધા ભક્તિ કરવી.** આ ક્રિયાનું નામ ભગવદ્ધર્મ છે, ભક્તિ છે.

અહીં એક પ્રશ્ન ઉઠે છે કે જ્યારે કલિયુગે કર્મ, જ્ઞાન, અને ભક્તિ આ ત્રણે માર્ગોને સિદ્ધિ આપવા યોગ્ય ન રાખ્યા તો પછી

---

१ बुद्धिश्चायुश्च दोषाणामभावः कारणं मतम् । यस्य नैते भविष्यन्ति तस्य नास्त्यधिकारिता ॥ सुबोधिन्यां श्रीमद्वल्लभाचार्यचरणाः

२–'श्रीभागवतमार्गेण स कथंचित्तरिष्यति' निबंधे श्रीमदाचार्यचरणाः

શ્રીમદ્‌ભાગવતમાં કહેલાં શ્રવણાદિ ધર્મ અથવા નવધા ભક્તિદ્વારા મોક્ષ શી રીતે મળશે?

તો એનો ઉત્તર એટલોજ છે કેઃ-યદ્યપિ કલિયુગમાં વેદોક્ત માર્ગોદ્વારા સિદ્ધિ મળવી કઠિન છે, તથાપિ પ્રભુશ્રીના અનુગ્રહથી અસંભવ પણ સંભવિત થઈ શકે છે. જે વાત જીવને શક્ય છે તે ભગવાનને સુશક્ય છે એ વાતને આસ્તિક માત્ર કબુલ કરે છે. કાયદા મુજબ અભિયુક્તને જે તીક્ષ્ણ દંડ પ્રાપ્ત થાય છે, તે દંડને ન્યાયકર્તા (Judge)જો અનુગ્રહ કરે તો કમી કરી શકે છે. કરજ આપનાર શેઠ કરજદાર પાસેથી રૂપીઆ લેતી વખતે નિયમાનુસાર હરપ્રકારે પોતાનું કરજ લઈ શકે છે. પરંતુ જો કરજદારની હાલત ખરાબ માલમ પડતી હોય અને સ્વામીનો અનુગ્રહ થાય તો તે કરજ લેવું છોડી પણ દે છે; અથવા પોતાનું કરજ કમી કરી શકે છે, એ લોકમાં પ્રસિદ્ધ છે.

સ્મૃતિઓમાં પણ કહ્યું છે કે પર્ષત્ (પ્રાયશ્ચિત્ત દેનાર ધર્મ શાસ્ત્રી) અગર પાપી ઉપર અનુગ્રહ કરે તો અપરાધીનું પ્રાયશ્ચિત્ત કમી થઈ શકે છે. જે ફલ જ્ઞાન અને કર્મદ્વારા અશક્ય કહ્યું છે તે ભક્તિદ્વારા[1] સહજ છે, એનું પણ કારણ પ્રભુનો અનુગ્રહજ સમજવો જોઈએ. ત્રણે માર્ગ સમાન છે છતાં પણ જે ભક્તિમાર્ગને પ્રધાનપદ આપવામાં આવ્યું છે, એમાં માત્ર પ્રભુશ્રીનો અનુગ્રહજ કારણ છે. ભક્તિ તો અનુગ્રહરૂપ કારણનો વ્યાપાર છે. આ વાતને પ્રકારાંતરે પણ કહી શકીએ છીએ કે તે ફલ ભક્તિથી નહિ પણ પ્રભુના અનુગ્રહથીજ મળ્યું છે. નિયમાનુસાર જે સાધન કઠિન અને દુર્લભ છે તેને સરલ અને સુલભ કરવું એ પ્રભુના અનુગ્રહનુંજ કાર્ય છે.

---

૧-भक्तिमार्गस्य कथनात् पुष्टिरस्तीति निश्चयः।

'नाहं वेदैर्न तपसा' 'तेनाधीतश्रुतिगणा नोपासितमहत्तमाः, વગેરે અનેક વચનોથી ઉક્ત કથન સ્પષ્ટ થાય છે. પ્રભુ અગર અનુગ્રહ કરે તો અશક્ય પણ સુશક્ય થઈ જાય છે. આ **અનુગ્રહમાર્ગ ત્રણે માર્ગોથી જુદો છેઃ અનુગ્રહમાર્ગ જીવકૃતિથી સાધ્ય નથી. અનુગ્રહમાર્ગનો સમગ્ર ભાર પ્રભુ ઉપર છે. પ્રભુનો અનુગ્રહ કોના ઉપર થશે એ કોઈ કહી શકતું નથી. પ્રભુ સ્વતંત્ર છે; સર્વજ્ઞ છે. અને જીવ પરતંત્ર તથા અલ્પજ્ઞ છે.**

પ્રભુ પોતાના અનુગ્રહથી જીવની હલકામાં હલકી કૃતિનું પણ ઉત્તમોત્તમ ફલ આપી શકે છે. જે ફલ કર્મ, જ્ઞાન તથા ભક્તિદ્વારા આ કલિકાલમાં મળી શકતું નથી તે આજે પણ પ્રભુશ્રીના અનુગ્રહથી મળી શકે છે. અને આટલાજ માટે ભારત તથા પુરાણનો પ્રાદુર્ભાવ થયો છે. શ્રીમદ્ભાગવતમાં તો પ્રારંભમાંજ સ્પષ્ટ કહી દીધું છે કે લોકોદ્ધાર કરવા માટેજ પ્રભુએ અનુગ્રહ કરી આ શ્રીમદ્ભાગવતને પોતાના પ્રતિનિધિરૂપે પ્રકટ કર્યું છે. વેદવ્યાસજીનો અવતાર પણ ગરીબ લોકોનો સહજ સાધનોદ્વારા ઉદ્ધાર થઈ જાય એ માટેજ છે. વેદવ્યાસજીએ બને ત્યાં સુધી સાધનોને અતિસરળ બનાવી દીધાં છે. આમ કરતાં પણ જ્યારે હૃદયને સંતોષ ન થયો એટલે પ્રભુએ નિજમનરૂપ નારદજીને મોકલી પોતાના આશયનું દિગ્દર્શન કરાવ્યું. નારદજીએ પ્રભુની આજ્ઞા સંભળાવી કેઃ—આપે ભારત વિગેરે સર્વગ્રંથોમાં ધર્મ માટે કામ મોક્ષનાં સાધનોનું નિરૂપણ સુંદર રીતે કર્યું, પરંતુ જીવોનું તો આ કરાળ કલિયુગમાં એટલું સામર્થ્ય પણ રહ્યું નથી. આ સમયમાં તો પ્રમાણબલ ગૌણ છે અને પ્રમેયબલજ મુખ્ય છે. પ્રભુના ગુણોનું શ્રવણ કીર્તન, અને સ્મરણરૂપ સાધનજ મુખ્ય છે; કારણ કે તેઓમાં પ્રમેયબલ સમાયલું છે. માટે આપ સમા-

ધિદ્વારા સપરિકર પ્રભુનો અનુભવ કરી માત્ર પ્રભુનાં ચરિત્રોનુંજ વર્ણન કરો.

નારદજીના ગયા પછી વેદવ્યાસજીએ સમાધિદ્વારા પ્રભુ પાસેથી શ્રીમદ્‌ભાગવત પ્રાપ્ત કર્યું. અને આપે એને વિસ્તારપૂર્વક દ્વાદશ સ્કંધમાં પ્રકટ કર્યું. શ્રીમદ્‌ભાગવત પણ વેદતુલ્ય છે. વેદમાં જે કાંઈ સામર્થ્ય છે તેજ સામર્થ્ય શ્રીમદ્‌ભાગવતમાં છે. દુઃખાભાવરૂપ મોક્ષ માટે વેદમાં શ્રવણાદિ સાધનો કહ્યાં છે. શ્રીમદ્‌ભાગવતમાં પણ શ્રવણાદિ સાધનોનું નિરૂપણ કર્યું છે. ભેદ એટલોજ છે કે વેદોક્ત શ્રવણાદિ સાધનોનો અધિકાર ત્રૈવર્ણિક (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય)નોજ છે; અને શ્રીમદ્‌ભાગવતોક્ત શ્રવણાદિનો અધિકાર બધાંને છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, વ્રાત્ય, શૂદ્ર અને સ્ત્રી સુદ્ધાં પણ શ્રીભાગવતમાં કહેલા માર્ગ પ્રમાણે ચાલી પોતાનો ઉદ્ધાર કરી શકે છે. એવો કોઈ નિયમ નથી કે અભય અથવા દુઃખાભાવની ઇચ્છા માત્ર ત્રૈવર્ણિકનેજ થાય છે. જેમણે થોડું ઘણું પુણ્ય કર્યું છે, તે સર્વ કોઇને અભય અને દુઃખાભાવની ઈચ્છા થાય છે. અને એટલાજ માટે ચારે વર્ણ વ્રાત્ય તથા સ્ત્રી વિગેરે સર્વનો એકજ સાધનદ્વારા ઉદ્ધાર થાય આ આશયથી પ્રભુએ શ્રીમદ્‌ભાગવતનું પ્રાકટ્ય કર્યું છે. આ વાત અમે ઘણી વાર કહી ચૂક્યા છીએ કે **પરબ્રહ્મનો પાદુર્ભાવ અથવા સાક્ષાત્કાર જ જીવનું મુખ્ય ફલ છે.** કારણ કે તે આનંદ (ભગવાન્) જીવ માટે છે; અને અન્ય ફલ ગૌણ છે. સ્ત્રી, પુત્ર, ધનાદિ, તથા સાર્વભૌમ પ્રભૃતિ સર્વ સુખોને લઇ બ્રહ્મલોક સુધીનાં સર્વ સુખો (આનંદ) પ્રાકૃત છે, ગૌણ છે. કારણ કે તે સર્વ દેહ માટે છે. ભગવદાનંદ સિવાયનાં સર્વસુખો પ્રકૃતિ સાથે સંબંધ રાખનારાં છે; માટે જ એ બધાં દેહ માટે ફલરૂપ થઈ શકે છે. જીવ ચેતન છે તથા પરબ્રહ્મનો સજાતીય છે,

માટે જ પ્રાકૃતિક આનંદ એને માટે મુખ્ય ફલ હોઈ શકતું નથી. જીવને માટે તો ભગવાન જ ફલ છે. પ્રભુશ્રીનો સાક્ષાત્કાર થતાં જ બરોબર જીવ કૃતકૃત્ય થઈ જાય છે. પરંતુ ભગવન્માયાએ જીવને પોતાના સત્ય સ્વરૂપનું વિસ્મરણ કરાવ્યું છે એ અમે પૂર્વમાં કહી આવ્યા છીએ. આ ભૂલને જ અવિદ્યા, અધ્યાસ, અજ્ઞાન, અને અસ્મૃતિ વિગેરે નામો આપવામાં આવ્યાં છે. આ ભૂલથી જ જીવે પ્રકૃતિનાં (દેહના) ફલોને પોતાનાં ફલ સમજી લીધાં છે. જેમ જેમ એ જીવને સત્સંગ, શાસ્ત્ર, અને અનુભવ વિગેરેથી પોતાના સ્વરૂપનું ભાન થતું જાય છે, તેમ તેમ આ દેહનાં ફલોમાંથી આસક્તિ છોડતો જાય છે. જીવની ભૂલ સાધનો દ્વારા ક્રમશઃ દૂર થાય છે. જેમ જેમ અને જેટલી જેટલી ભૂલ દૂર થતી જાય છે તેમ તેમ અને તેટલી તેટલી એ જીવની દૈહિક ફલોમાંથી અને તેનાં સાધનોમાંથી આસક્તિ દૂર થાય છે; તથા ભગવત્ફલ અને તેનાં સાધનોમાં નિષ્ઠા વધતી જાય છે. કેટલાકને તો આ વાત અનેક જન્મોમાં સિદ્ધ થાય છે; અને કેટલાક એવા છે કે જેમને આ જન્મમાં અને પ્રથમથી જ આ વાત પ્રાપ્ત થઈ જાય છે. જેમ જેમ ભૂલ અને ફલાસક્તિ હઠતી જશે તેમ તેમ ક્રિયારૂપ ધર્મનું પણ સ્વરૂપ બદલાતું જશે. અને એટલા જ માટે પોતપોતાના અધિકાર મુજબ શાસ્ત્રોમાં અનેક પ્રકારનાં ધર્મોનું નિરૂપણ આવે છે. અને તે સર્વ સત્ય છે; કારણ કે જીવની અવસ્થાનુસાર તે તે ક્રિયાત્મક ધર્મરૂપ સાધનોદ્વારા પ્રકૃતિ સંબંધી અથવા આત્મસંબંધી (ભગવત્સંબંધી) આનંદોની પ્રાપ્તિ થાય છે. પ્રકૃતિસુખ અનેક છે અને બ્રહ્મસુખ એક છે એ અમે પૂર્વમાં કહી આવ્યા છીએ. માટે જ જીવનું મુખ્ય ફલ ભગવાનનો સાક્ષાત્કાર છે. **દુઃખદોષાદિરહિત અમેય આનંદસ્વરૂપ ભગવાન્** છે એ અમે અનેક વખત કહી ચૂકયા છીએ. તે સાક્ષાત્કાર બે પ્રકારે પ્રાપ્ત થાય છે. એક તો જીવની અંદર પ્રાદુર્ભૂત થઈ

મનદ્વારા, અને બીજો બહાર પ્રકટ થઈ નેત્ર વિગેરે ઇંદ્રિયદ્વારા. "कश्चिद्धीरः प्रत्यगात्मानमैक्षदावृत्तचक्षुरमृतत्वमिच्छन्, 'यो वेद निहितं गुहायाम्' વિગેરે શ્રુતિઓ બંને પ્રકારના પ્રાદુર્ભાવને વર્ણવે છે. મોક્ષરૂપ ફલ પણ અવાંતર હોવાથી આજ સાક્ષાત્કારમાં અંતર્ભૂત થાય છે. આ ભગવત્પ્રાદુર્ભાવનું સાધન ભગવદ્ધર્મ અને ભગવત્સંબંધી જ્ઞાનભક્તિસમુચ્ચય અને શુદ્ધભક્તિ છે. વેદે[1] જે ક્રિયાને કર્તવ્ય બતાવી છે તે ધર્મ છે; અને તે જ ધર્મ કર્મનું સ્વરૂપ છે એ અમે પૂર્વમાં કહી આવ્યા છીએ. વેદોક્ત ધર્મ અનેક છે. યજ્ઞાદિક આચાર, સત્યાદિક તપસ્યા અને શ્રવણાદિક એ સર્વ ધર્મ કહેવાય છે. પરંતુ શ્રવણાદિ ધર્મને છોડી અન્ય સર્વ સાથે દોષ લાગેલો હોય છે. સ્વાત્મરૂપ શ્રીભગવાનના શ્રવણ, કીર્તન તથા સ્મરણાદિની સાથે કોઈ પણ જાતનો દોષ લાગેલો નથી. માટે જ ભગવચ્છાસ્ત્રોમાં આ ધર્મને 'प्रोज्झितकैतवधर्म' કહ્યો છે. અને એટલા જ વાસ્તે એને ભગવદ્ધર્મ કહેવામાં આવે છે.

જેની સાથે પ્રકૃતિ (દેહ ઇન્દ્રિય વિગેરે) લાગેલી છે તે જીવને હંમેશાં ભય લાગેલો હોય છે. જીવે દેહના ધર્મોને પોતાનાં ધર્મો સમજી લીધાં છે. કાણુત્વ, ગૌરત્વ, સુખદુ:ખ વિગેરે સર્વે દેહનાં ધર્મો છે; પરંતુ આત્મવિસ્મૃતિ હોવાથી જીવે તે બધાંને પોતાના જ ધર્મો સમજી રાખ્યા છે અને તે અહીં સુધી કે તેણે દેહને પણ પોતાનું જ સ્વરૂપ સમજી લીધું છે. એનું જ નામ સંસ્કૃતમાં અધ્યાસ (ભૂલ) દોષ કહે છે. આ ભૂલને જ લઈ પ્રાય: સર્વ અન્ય ધર્મ છે, માત્ર શ્રવણાદિ દેહનાં

---

१- विधिसंबंधो धर्मलक्षणम् । स यज्ञात्मको धर्म इत्यारभ्य सर्वत्र विधिनिषेधात्कापथ्यप्रतीतिः । न तथा श्रवणादिषु किंचित्कापथ्यमस्तीत्यन्तम् ।

**सुबोधिन्यां श्रीमद्वल्लभाचार्याः ।**

ધર્મ નથી. કારણ કે તેમનો વિષય દેહસુખ નથી, પરંતુ આત્મા છે, ભગવાન્ છે. સર્વનો આત્મા ભગવાન્ છે. શ્રવણાદિધર્મ આત્મસંબંધી ધર્મ હોવાથી ભગવદ્ધર્મ કહેવાય છે. એ માટે જેમને **ભયાભાવ-પૂર્વક સુખપ્રાપ્તિની ઇચ્છા હોય તેમણે નિર્દોષ અને મુખ્ય શ્રવણાદિ ભગવદ્ધર્મોનું તથા ભક્તિનું આચરણ કરવું જોઇએ.** શ્રીમદ્ભાગવતજીમાં કહ્યું છે કેઃ-

तस्माद् भारत सर्वात्मा भगवान् हरिरीश्वरः ।
श्रोतव्यः कीर्तितव्यश्च स्मर्तव्यश्चेच्छताऽभयम् ॥

પ્રમાણબલથી[1] પ્રમેયબલ બલવાન્ હોય છે. પ્રમેય ભગવાન્ છે અને પ્રમાણ વેદશાસ્ત્ર છે. જગત્ પણ ભગવાનનુંજ સ્વરૂપાંતર હોવાથી પ્રમેય કહેવાય છે. શાસ્ત્ર અને શાસ્ત્રની વાતો શબ્દજ્ઞાનથી અને લાંબી મુદતે સમજમાં આવે છે. જ્યારે જગત્ની વાતો પ્રત્યક્ષથી અને ઝટ સમજવામાં આવે છે. જો કે આ નિયમ સાર્વત્રિક નથી તો પણ પ્રત્યક્ષ જગત્ સાથે સંબંધ રાખનારી વાતોમાં તો આજ નિયમ જોવામાં આવે છે. હમણાં અભય અને ભયની વાતો પ્રત્યક્ષ જગત્ સાથે સંબંધ ધરાવનારી છે એ માટે પ્રમાણથી પ્રમેયની બલવત્તા અધિક છે. વળી એવી એક રીત છે કે પ્રમેય (જગત્ સંબંધીની વાતો)માં યુક્તિ જ બલવાન્ છે. ભયદુઃખાદિરહિત સુખપ્રાપ્તિ જ જ્યારે પ્રમેય છે ત્યારે તો યુક્તિથી જ કામ લેવું ઠીક છે. યુક્તિ આવી રીતની છે કે—અભય, દુઃખાભાવ, અને સુખની સર્વ કોઈને ઇચ્છા હોય છે. બ્રાહ્મણ વિગેરે ચારે વર્ણ, સ્ત્રીજાતિ અથવા

---

૧–प्रमाणबलात्प्रमेयबलं महत् । प्रमेये च युक्तिर्बलिष्ठा । अभयप्रेप्सवस्त्रैवर्णिकाः

सुबोधिन्यां श्रीमद्वल्लभाचार्याः ।

સંકરજાતિ આ ત્રણેને પણ એ ઉપર્યુક્ત સુખની ઇચ્છા હોય છે. બ્રાહ્મણ અથવા ત્રિવર્ણને જ ભયાભાવ જોઇએ એવો કોઈ નિયમ નથી. જેમણે પૂર્વજન્મમાં સુકૃત કર્યાં છે અને આ જન્મમાં જેમને બુદ્ધિ મળી છે તે સર્વ કોઈ ભયાભાવની ઇચ્છા રાખે છે. પરંતુ એટલું અહીં કહી દેવું પડે છે કે વેદમાં ભયાભાવ, દુઃખાભાવ વિગેરે ફલોનાં જેટલાં કોઈ સાધનો કહ્યાં છે તે સર્વને બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્ય આ ત્રિવર્ણ જ આચરણ કરી શકે છે. અન્ય જાતિને તે સાધનો કરવાનો અધિકાર નથી.

જ્યારે વેદ ભણવાનો અધિકાર ત્રિવર્ણમાત્રનો જ છે તો પછી તેમાં (વેદમાં) કહેલાં સાધનો કરવાની તો વાત જ ક્યાં રહી. તે શું ત્રિવર્ણ સિવાયના અન્યજાતીય મનુષ્યોના ઉદ્ધારનો અથવા ભયા-ભાવનો કોઈ ઉપાય જ નથી? હા, એવા લોકો માટે પુરાણ અને મહાભારત છે. પુરાણ પણ વેદતુલ્ય જ છે. જે ચાર પુરૂષાર્થોની પ્રાપ્તિ વેદોદ્વારા પ્રાપ્ત થાય છે, તે જ ચાર પુરૂષાર્થો પુરાણોદ્વારા પણ પ્રાપ્ત થાય છે. પુરાણોક્ત ધર્મોદ્વારા માત્ર સ્ત્રીશૂદ્રાદિને જ નહિં પરંતુ બ્રાહ્મણાદિ ત્રૈવર્ણિકોને પણ દુઃખાભાવ અને ભયાભાવ મળે છે. સર્વના ભયાભાવનો ઉપાય અગર એક જ જગ્યાથી મળી જાય તો તો બહુ જ ઉત્તમ છે. શ્રીમદ્ભાગવત સર્વસંદેહનિવારક અને પુરાણસૂર્ય છે એ અમે પ્રથમ કહી આવ્યા છીએ. શ્રીમદ્ભાગવત અને ગીતાજી-માં ભયાભાવ થવા માટે શ્રવણ, કીર્તન, વિગેરે ભગવદ્ધર્મોનું નિરૂપણ કર્યું છે. "किं पुनर्ब्राह्मणा पुण्या भक्ता राजर्षयस्तथा"

तस्माद् भारत सर्वात्मा भगवान् हरिरीश्वरः ।
श्रोतव्यः कीर्तितव्यश्च स्मर्तव्यश्चेच्छताऽभयम् ॥

આ શ્રવણ કીર્તનાદિ ભક્તિરૂપ છે, પણ ધર્મરૂપ નથી. કારણ કે 'लिङ्, लोट्' વિગેરે લકારનો પ્રયોગ અહીં કરાયો નથી. 'तव्यत्' પ્રત્યયનો વિશેષ વિધિમાં પ્રયોગ નથી થતો અને એટલા જ માટે શ્રવણાદિભક્તિરૂપ છે તથાપિ કૃતિ (ક્રિયા) રૂપ છે. એ ક્રિયા સાધારણ અને વિશેષ બંને પ્રકારના ધર્મથી જુદી છે. આ ક્રિયા ભક્તિસંબંધિની છે. જેમ અમાનિત્વ વિગેરે ગીતોક્ત ક્રિયા તથા ત્યાગ, સત્ય, શૌચ વિગેરે ભાગવતોક્ત ક્રિયા જ્ઞાનરૂપ છેઃ તેમ જ આ ભક્તિરૂપ ક્રિયા છે. અહીં 'तव्यत्' પ્રત્યય **અવશ્યકર્તવ્યરૂપ અર્થમાં થાય છે.** પણ એ પ્રત્યય વિધિવિશેષમાં થતો નથી. એ માટે અહીં આ શ્રવણાદિ ધર્મરૂપ નથી. અન્યત્ર ધર્મરૂપ પણ છે.

આ શ્લોકનું તાત્પર્ય એ છે કે–**હે ભરતવંશોદ્ભવ પરીક્ષિત્! તમે મનુષ્યનું અવશ્ય કર્તવ્ય શું છે એવો જે પ્રશ્ન કર્યો છે તેનો ઉત્તર એ છે કે–જેમને અભયની ઇચ્છા છે તેમણે સર્વાત્મા સર્વૈશ્વર્યયુક્ત તથા સર્વસમર્થ શ્રીહરિની દશ પ્રકારની લીલાઓનું શ્રવણ કીર્તન અને સ્મરણ અવશ્ય કરવું જોઇએ.** આ શ્લોકમાં જો કે શ્રવણાદિ ત્રણ ભક્તિઓનું જ નિરૂપણ છે, પરંતુ ઉપલક્ષણ ન્યાયથી નવ પ્રકારની ભક્તિ સમજી લેવી જોઇએ. આ શ્લોકમાં ત્રણ જ ભક્તિ કેમ કહી નવ કેમ નહિં કહી એ વાત આગળ કહીએ છીએ.

એવો કોઈ પણ મનુષ્ય નહિ હોય જે પોતે પોતાને જાણવા ન ચાહતો હોય તથા સાંભળવા ન ઇચ્છતો હોય. સર્વ કોઈ પોતાના આત્માનું શ્રવણ કરવા ચાહે છે; પરંતુ સર્વ અગર પોતપોતાના આત્માનું શ્રવણ કરવા લાગી પડે તો પરિચ્છિન્ન રૂપથી અનંત આત્માઓ

અને તેમના પ્રકાર પણ અનંત હોવાથી કેટલાક જન્મ સુધી શ્રવણનો પાર જ ન આવે. અને વાક્યનું પર્યવસાન પણ ક્યાંય ન થાય.

એ માટે એક સર્વાત્મા (પરબ્રહ્મ)નું જ શ્રવણ કરવું ઉચિત અને શક્ય છે. શ્રીકૃષ્ણ જ સર્વાત્મા છે. શ્રીમદ્‌ભાગવતમાં શ્રીશુકદેવજીએ પરીક્ષિત રાજાને કહ્યું છે કે–

'कृष्णमेनमवेहि त्वमात्मानमखिलात्मनाम्' **હે રાજન્ ! આ ગોકુલમાં પ્રાદુર્ભૂત શ્રીકૃષ્ણને તમે સર્વાત્મા ( સર્વના આત્મા ) જાણો.** ગીતામાં પણ પ્રભુશ્રીએ આજ્ઞા કરી છે કે 'क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत' **હે અર્જુન ! સર્વ દેહોમાં સર્વનો ક્ષેત્રજ્ઞ (સર્વાત્મા) પણ હું જ છું.** એ માટે સર્વાત્મા (પુરૂષોત્તમ)નું જ શ્રવણાદિ કરવું ઉચિત છે. 'आत्मा वारे द्रष्टव्यः' 'आत्मलाभान्न पर विद्यते' 'तरति शोकमात्मवित्' વિગેરે વેદ વાક્યોમાં પણ આત્મશબ્દથી પુરૂષોત્તમ સર્વાત્મા જ લેવો જોઇએ.

અહીં એક એવી શંકા થાય છે કે–સર્વાત્મા વ્યાપક છે અને વ્યાપકનું સંપૂર્ણ જ્ઞાન તથા શ્રવણ અસંભવિત છે માટે આત્મશબ્દ બ્રહ્મવાચક છે, એવું કહેવું ઠીક નથી.

તો આ શંકાનો ઉત્તર એટલો જ છે કે ભલે સંપૂર્ણ શ્રવણ ન થઈ શકે, પરંતુ પોતાની શક્તિ પ્રમાણે તો શ્રવણ થઈ શકશે. નાઈલ એ માઇલના સંપૂર્ણ તળાવમાં અગર સ્નાન ન કરી શકીએ એટલે શું તેમાં પગ પણ ન રાખી શકાય ? તેના એક દેશમાં તો પેટભર સ્નાન કરી શકીએ છીએ. એવી રીતે સંપૂર્ણ સર્વાત્માનું શ્રવણ કદાચિત ન થઇ શકે તો પણ તેનું શ્રવણ સંભવિત છે.

અહીં એક એવો પ્રશ્ન થાય છે કે 'आत्मा वारे द्रष्टव्यः' આ શ્રુતિમાં એક આત્માના શ્રવણમાં પણ સર્વ આત્માઓનું શ્રવણ આવી જશે.વળી આત્મશબ્દ જાતિવાચક માનવાથી આત્માઓની અનંતતાના કારણે તથા વાક્ય સંપૂર્ણ ન થવાથી વક્તા તથા શ્રોતાને જે કષ્ટ થવાની સંભાવના છે તે પણ જતિ રહેશે. એક આત્માના શ્રવણથી અને જ્ઞાનથી આત્મા અનંત હોવા છતાં પણ સમસ્ત જાતિનું શ્રવણ અને જ્ઞાન થવામાં કોઈ પણ જાતની ક્ષતિ અથવા અસંભાવના હોઈ શકતી નથી. માટે આત્મશબ્દને જાતિવાચક માની કાર્ય ચાલી શકે છે તો પછી આત્મશબ્દને સર્વાત્મપર માનવો વ્યર્થ છે.

તો એનો ઉત્તર એ છે કે આત્મશબ્દને જાતિવાચક માનવાથી સ્વાત્મા ગૌણ થઈ જાય છે. શ્રુતિમાં ગૌણ આત્માનું જ્ઞાન અને શ્રવણ કહ્યું નથી. અને એમ થવાથી તે શ્રવણ અશ્રૌત થઈ જશે; માટે શ્રુતિમાં પણ આત્મશબ્દ સર્વાત્મપરક જ છે, એ માનવું પડશે. એક વાત બીજી એ છે કે 'आत्मा वारे' આ શ્રુતિમાં આત્મશ્રવણનો પ્રકાર તો કહ્યો નથી કે આવી રીતે અને આવા પ્રકારના આત્માનું શ્રવણ કરવું જોઇએ. આવી અવસ્થામાં કોઈ આત્મશબ્દનો દેહ પણ અર્થ કરી શકે છે; કારણ કે આત્મશબ્દનો દેહ પણ અર્થ થઈ શકે છે. પરંતુ દેહનું જ્ઞાન અને શ્રવણ તો થઈ ચૂકયું છે. તેને માટે શ્રુતિનું કહેવું અને એ માટે અમારે અગાધ શ્રમ કરવો એ ઉભય વ્યર્થ થઈ જશે. એ માટે શ્રુતિમાં પણ આત્મશબ્દ સર્વાત્માને જ કહે છે એ ઠીક અને યુક્તિ–યુક્ત છે.

શ્રીમદ્‌ભાગવતના આ ઉક્ત શ્લોકમાં તો સર્વાત્મ શબ્દના વિશેષણોથી સ્વરૂપ તથા શ્રવણનો પ્રકાર પણ કહી દીધો છે. એ માટે સર્વાત્મ શબ્દથી દેહના શ્રવણની શંકા જ થઈ શકતી નથી. આત્મા

તથા પરમાત્માનું અંશાંશીભાવથી ઐક્ય છે; માટે વ્યક્તિરૂપ સ્વાત્મા ગૌણ પણ થઈ શકતો નથી. રૂપીઓ લેવાથી બે આની ચાર આની વિગેરે રૂપીઆના અવયવો આપોઆપ તેમાં આવી જાય છે. અને એટલા જ માટે સર્વસંદેહનિવારક શ્રીમદ્ભાગવતના આ શ્લોકમાં 'સર્વાત્મા' શબ્દ કહ્યો છે. અને એ શ્રુત્યુક્ત આત્મશબ્દનો જ નિર્ણીત અર્થ છે. માટે સર્વાત્માનું જ શ્રવણાદિક કરવું ઉચિત છે.

હવે અહીં એક બીજો પ્રશ્ન એવો થાય છે કે તે સર્વાત્મા સર્વધર્મોથી યુક્ત છે, નિર્ધર્મક છે, અથવા શારીર જીવના જેવો જ કોઈ છે? તો એનો ઉત્તર એટલો જ છે કે "भगवान्, हरिः, ईश्वरः" આ ત્રણ સર્વાત્માનાં વિશેષણોથી માલમ પડે છે કે તે સધર્મક છે. અર્થાત્ તે સર્વધર્મયુક્ત છે. તે સર્વાત્મા નિર્ધર્મક પણ નથી તેમ શારીર જીવના જેવો પણ નથી; પરંતુ ઐશ્વર્યાદિ છ અલૌકિક ગુણોથી સંપન્ન છે. અગર તે નિર્ધર્મક હોત તો અજાગલસ્તનની માફક નિષ્ફલ ગણાત. કોઈને માટે પણ ફલરૂપ ન થાત. થોડું પણ તેમાં ફલપણું આવી જાય તો તે નિર્ધર્મક ન કહેવાતાં સધર્મક થઈ જાય છે. વળી એવા નિર્ધર્મક, નિષ્ફલ સર્વાત્માનું શ્રવણાદિ કોણ કરે. હવે કદાચ જીવ જેવો જ સર્વાત્માને માની લઈએ તો જીવ પોતે ભયમાં ફસાયલો છે તે અન્યને અભય ક્યાંથી આપી શકે. **માટે સંપૂર્ણ ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન, અને વૈરાગ્ય આ મુખ્ય છ ગુણોથી જે યુક્ત છે તે જ સર્વાત્મા શ્રવણ કરવા લાયક છે.** જે પોતે સદા ફલયુક્ત છે તે જ સર્વને ફલ આપી શકે છે. ઐશ્વર્યાદિ છ પદાર્થો નિત્ય ફલરૂપ છે; અને તે સર્વ ભગવાનમાં નિત્ય અને સંપૂર્ણરૂપે રહે છે. **માટે સર્વાત્મા ભગવાન્ (શ્રીકૃષ્ણ ભગવાન્) જ શ્રવણ કરવા યોગ્ય છે.**

દુ:ખાભાવપૂર્વક સુખ દ્વિદલાત્મક છે. એક દુ:ખનો અભાવ અને અન્ય સુખની પ્રાપ્તિ. સર્વ કોઈને પહેલપહેલાં દુ:ખનો અભાવ જ જોઇએ છે; ત્યાર પછી સુખની ઇચ્છા થાય છે. એ માટે જ શ્લોકમાં બે વિશેષણો 'हरिः ईश्वरः' આપ્યાં છે: અર્થાત્ તે સર્વાત્મા હરિ હોવાથી સર્વ દુ:ખોને દૂર કરનાર છે; અને ઇશ્વર હોવાથી સર્વ-ફલદાતા છે. આ છ ગુણોની માફક બીજાં પણ ભગવાનના ગુણો જે શાસ્ત્રોમાં કહ્યા છે તે સર્વ અહીં 'गुणोपसंहार' ન્યાયથી સમજી લેવા જોઇએ. **આવી રીતે સર્વ કલ્યાણગુણસંપન્ન સર્વાત્મા જ શ્રવણ કરવા યોગ્ય છે એ સિદ્ધ થયું.**

યદ્યપિ શાસ્ત્રોક્ત હોવાથી અને ક્રિયારૂપ હોવાથી શ્રવણ, કીર્તન, સ્મરણ વિગેરે ધર્મ છે તથાપિ આ શ્લોકમાં એ ત્રણે ભક્તિરૂપ છે. કારણ કે આ ભક્તિનું પ્રકરણ છે. અને શ્રવણાદિ ભક્તિનાં સાધનો છે માટે એ પણ ભક્તિરૂપ જ છે. ભક્તિફલનું સાધન પણ ભક્તિ જ થઈ શકે છે. અન્યથા કાર્યકારણભાવની હાનિ થઈ જશે. હવે એક આશંકા એ બાકી રહી છે કે ભક્તિ તો નવ પ્રકારની છે અને આ શ્લોકમાં તો ત્રણ જ ભક્તિનું નિરૂપણ કર્યું છે તેનું શું કારણ?

તો એનું સમાધાન એટલું જ છે કે પાદસેવન વિગેરે છ ભક્તિ તો પ્રભુમાં ભક્તિ (પ્રેમ) થયા પછી કરવાની છે. એ માટે તેમને હાલ અહીં કહેવાની કોઈ આવશ્યક્તા નથી. પ્રેમ થયા પછી પાદસેવનાદિ ક્રિયા અવશ્યકર્તવ્ય છે જ. અને પ્રેમ થયા પછી શાસ્ત્રની અપેક્ષા રહેતી નથી; એટલા માટે અહીં ત્રણ જ ભક્તિનું નિરૂપણ કર્યું છે.

અમે અનુગ્રહમાર્ગનું થોડુંક વિવેચન પૂર્વમાં કરી ચૂકયા છીએ. આ અનુગ્રહમાર્ગ અનેક પ્રકારનો છે. એનું સવિસ્તાર વર્ણન અમારે

દર્શનના ચતુર્થ ભાગમાં કરવું છે. માટે આ ભાગમાં અનેક સંદેહો રહી શકે છે. પરંતુ પ્રકરણાન્તરના ભયને લીધે તથા વિસ્તારના ભયથી અમારે એ પડતું મુકવું પડે છે. પ્રસ્તુત ધર્મપ્રકરણ હોવાથી એટલું જરૂર કહેવું પડે છે કે અનુગ્રહ અને ભક્તિ બંને ભગવદ્ધર્મ છે. શ્રવણાદિ પણ ભગવદ્ધર્મ છે, એ અમે પૂર્વમાં કહી આવ્યા છીએ. અનુગ્રહ એ વ્યાપક અને ભગવન્નિષ્ટ ધર્મ છે. ભક્તિ પણ આનંદનુંજ રૂપાંતર છે માટે વ્યાપક તથા ભગવન્નિષ્ટ ધર્મ છે. ક્રિયા પણ વ્યાપક અને ભગવન્નિષ્ટ ધર્મ છે. પરંતુ ભગવદિચ્છાથી જ્યારે તે જ ભક્તિ (આનંદ) સાધનોદ્વારા અથવા અનુગ્રહદ્વારા પરિચ્છિન્નરૂપે જીવનિષ્ટ થઈ પ્રાદુર્ભૂત (પ્રકટ) થાય છે ત્યારે તે કર્મ અથવા ધર્મ શબ્દથી કહેવાય છે. ભક્તિ અને ક્રિયા બંને ભગદ્ધર્મ હોવાથી સનાતન છે. માટે જ એ ઉભયને અમે સનાતનધર્મ શબ્દથી કહી શકીએ છીએ. સનાતન શબ્દ અપરિચ્છિન્ન અને અનિયત કાલનો વાચક છે એટલા માટે તે (સનાતન) નિત્ય એવા હરેક ધર્મોનું વિશેષણ થઈ શકે છે. ભગવન્નિષ્ટ ક્રિયારૂપ ધર્મને અને ભગવન્નિષ્ટ આનંદરૂપ ધર્મને સનાતન કહી શકીએ છીએ એવી રીતે જીવકૃતિસાધ્ય ક્રિયાને અને જીવનિષ્ટ આનંદને ( ભક્તિને ) પણ અથવા ભગવત્કૃપાથી જીવમાં પ્રકટ થનાર પ્રભુપ્રેમને પણ સનાતન કહી શકીએ છીએ.

અહીં એક એવો પ્રશ્ન થઈ આવે છે કે જીવકૃત ક્રિયા અથવા જીવકૃત ધર્મ કે કર્મ જ્યારે નિયતકાલિક અને પરિચ્છિન્ન છે; અર્થાત્ જ્યારે અમે આંખથી સ્પષ્ટ જોઈ રહ્યા છીએ કે જીવની યાવત્ ચેષ્ટાઓ અનિત્ય છે અને નવીન થઈ છે તો પછી જીવકૃત ધર્મ, કર્મ, કે તત્કૃત ક્રિયાને શી રીતે સનાતન કહી શકાય? આજ વાત જીવમાં રહેનારી ભક્તિ તથા પ્રેમ માટે પણ સમજી લેવી જોઇએ અર્થાત્ જીવની ભક્તિ અને તેનો પ્રેમ કોઈ એક નિયત સમયમાં પેદા થાય છે અને

નિયત સમય સુધી જ રહે છે, તથા વસ્ત્વાદિથી પરિચ્છિન્ન પણુ છે તો પછી એને પણુ સનાતન કેમ કહી શકાય ?

તો શંકાનો ઉત્તર માત્ર એટલોજ છે કે સચ્ચિદાનંદ સ્વરૂપ પ્રભુનો આનંદ અને તેની ક્રિયા એ બંને પ્રભુના અપરિચ્છિન્ન અને વ્યાપક ધર્મ છે. કોઈ એવી વસ્તુ કે કોઈ એવું સ્થાન નથી કે જ્યાં એ બંને (પ્રભુનો આનંદ અને ક્રિયા) ન હોય. જડમાં આનંદ બીલકુલ તિરોભૂત છે. પશ્વાદિમાં અંદર અને લૌકિકરૂપે વિદ્યમાન છે. મનુષ્ય અથવા દેવાદિમાં બહાર અને લૌકિકરૂપે વિદ્યમાન છે. કદાચ આનંદ સર્વત્ર વિદ્યમાન ન રહ્યો હોત તો જગત્‌ની સત્તા જ નહોત. "कोह्येवान्यात् कः प्राण्यात् यदेष आकाश आनंदो न स्यात्" श्रुतिः। 'भवितुमेव कुतः प्रवृत्तिः' **श्रीमद्भागवतम्**।

આ પ્રમાણે ક્રિયા પણુ જગત્‌માં સર્વત્ર વ્યાપ્ત છે. કોઈ પણુ એવી જગ્યા નહિ મળશે કે જ્યાં ક્રિયા નહિં હોય. કયાંક સ્થિરસ્વભાવા ક્રિયા થાય છે તો કયાંક ચલસ્વભાવા ક્રિયા થાય છે. ચલસ્વભાવાક્રિયા સમજમાં ઝટ આવી જાય છે; અને સ્થિરસ્વભાવા ક્રિયા સમજમાં નથી આવતી અથવા લાંબા કાળે સમજમાં આવે છે એ અમે પૂર્વમાં યુક્તિ તથા દૃષ્ટાંતોથી સમજાવી ચૂકયા છીએ. આ પ્રમાણે આનંદ અને ક્રિયા બંને વિદ્યમાન છે પરંતુ બંને તિરોભૂત છે. પ્રભુશ્રીની પોતાની નિત્યેચ્છાથી જ્યારે ચેતનમાં જે દેશ-કાલમાં જે પ્રકારથી જે રૂપમાં જે ક્રિયા આવિર્ભૂત થાય છે ત્યારે તે લૌકિકક્રિયા અથવા ચેતનક્રિયા કહેવાય છે. જ્યારે તે એથી પણુ કોઈ પરિચ્છિન્નરૂપમાં પ્રકટ થાય છે ત્યારે તે મનુષ્યક્રિયાના નામથી ઓળખાય છે. એ ક્રિયા બે પ્રકારની છે. એક સતી અને બીજી અસતી, અર્થાત્ જ્યારે એ ક્રિયા વેદ–શાસ્ત્રાનુસાર અને જગત્ તથા પોતાના હિતને માટે કરાય છે ત્યારે તે ધર્મ નામથી કહેવાય છે. અને જ્યારે એ ક્રિયા જગત્ તથા પોતાના

અહિત માટે નિષ્પન્ન થાય છે, ત્યારે અધર્મશબ્દથી વ્યવહરાય છે. ધર્મરૂપ ક્રિયા જ્યારે એથી પણ પરિચ્છિન્નરૂપમાં પ્રકટ થાય છે ત્યારે તે બ્રાહ્મણધર્મ, ક્ષત્રિયધર્મ, સ્ત્રીધર્મ, પિતૃધર્મ અને દેશધર્મ વિગેરે અનેક નામોથી ઓળખાય છે. તો હવે આટલા વિસ્તારથી એ સિદ્ધ થયું કે, ક્રિયાઓ કારણ-કલાપદ્વારા ભલે અનેક રૂપોમાં પ્રકટ થાવ પરંતુ ક્રિયા તો એક છે અને તે ભગવદ્ધર્મ છે. એ માટે તે સનાતન જ કહેવાય છે. ભક્તિ પણ આનંદનું જ રૂપાંતર છે માટે સનાતન શબ્દથી વ્યવહરાય છે. હવે બાકી રહી સાધનરૂપ ભ[illegible] તે પણ મૂલતઃ ક્રિયારૂપ હોવાથી સનાતન ધર્મ જ છે.

પ્રેમ એ પણ આનંદનું જ રૂપાતર છે. **માહાત્મ્યયુક્ત ઇશ્વ-રરૂપ પદાર્થમાં પ્રેમ થવાને જ ભક્તિ કહે છે.** ઉપાસના-સંબંધી, પૂજાસંબંધી, ભક્તિસંબંધી, અથવા સ્નેહસંબંધી ક્રિયાઓ ભલે જુદી જુદી રહો પરંતુ તેઓમાંથી ક્રિયાત્વ (ક્રિયાપણું) કોઈ પણ પ્રકારે મટી જતું નથી.

'शमो दमस्तपः' વિગેરે ગીતોપનિષદ્‌નાં વચનોમાં અને 'तपसा ब्रह्मचर्येण दमेन च शमेन' વિગેરે શ્રીમદ્‌ભાગવતના વચનોમાં શમ, દમ, તપ, બ્રહ્મચર્ય વિગેરે વીસ અને નવ સાધનોનું જ્ઞાન તથા જ્ઞાનનાં સાધનો કહ્યાં છે પરંતુ પ્રત્યેક વિદ્વાન્ નિશ્ચિતરૂપે જાણે છે કે એ સવ ક્રિયારૂપ જ છે. એ સર્વમાંથી ક્રિયાપણું, કોઈ પણ પ્રકારે હઠી શકતું નથી. એવી રીતે ભક્તિનાં પણ શ્રવણ, કીર્તન, સ્મરણ વિગેરે નવ સાધનરૂપ ધર્મો અથવા અન્ય જેટલાં કોઇ હોય તે સર્વ ભક્તિ શબ્દથી કહેવાય છે તો પણ તે શું ક્રિયા નથી ? પ્રેમની પૂર્વમાં પ્રેમ થવા માટે કરવામાં આવતી શ્રવણાદિ ક્રિયાઓ પ્રેમનું સાધન હોવાથી ભક્તિ કહેવાય છે. અને પ્રભુમાં પ્રેમ થયા પછી પોતાના વ્યસનથી

કરાતી શ્રવણાદિ ક્રિયાઓ પ્રેમમાં અંતર્ભૂત હોવાથી ભક્તિ કહેવાય છે; પરંતુ એ સર્વનું મૂલ વસ્તુસ્વરૂપ ક્રિયા જ છે. જ્યારે જ્ઞાન અને ભક્તિનું સાધન વસ્તુવિચારે ક્રિયારૂપજ ઠરે છે તો પછી એ સર્વને સનાતન ધર્મ શબ્દથી કહેવામાં બુદ્ધિમાન્ અને વિદ્વાન્ મનુષ્યને સંકોચ રાખવો ઉચિત નથી.

ક્રિયા* અને આનંદ એ બંને ભગવાનના ધર્મો છે, અને ભગવાન્ ધર્મી છે. ભગવાનના અનંતાનંત સર્વ ધર્મો નિત્ય અને અપરિચ્છિન્ન છે. તે બધાં જ્યારે જગત્ સ્વરૂપમાં પ્રકટ થાય છે ત્યારે જો કે પરિચ્છિન્ન અને અનિત્ય જેવાં દેખાય છે તો પણ તે સર્વ ભગવદ્રૂપ હોવાથી સનાતનજ છે. ઘટ અને ગૃહમાં આવેલું આકાશ જો કે ન્હાનું દેખાય છે તો પણ તે મૂલસ્વરૂપે વ્યાપકજ છે. એ પ્રમાણે આનંદ અને ક્રિયા બંને ભગવાનના ધર્મો છે, નિત્ય છે, અને વ્યાપક છે. તેઓ જો કે મનુષ્યનો સંબંધ લઈ પ્રકટ થાય છે તો પણ આકાશની માફક મનુષ્યનાં થઈ શકતાં નથી. 'મારો આનંદ, મારી ક્રિયા' આવું કહેવું માત્ર મનુષ્યની નિરી ભૂલ છેઃ એ માટે ક્રિયામાત્ર વસ્તુતઃ સનાતન છે.

આ ઉક્ત વિચાર અમે ક્રિયાના મૂલ સ્વરૂપને લઈ કર્યો છે. હવે અગર ક્રિયાના લૌકિક સ્વરૂપને લઈને પણ વિચાર કરીએ તો પણ ક્રિયા સનાતનજ ઠરે છે. લેવું, દેવું, ખાવું, પીવું, વિગેરે સામૂહિક ક્રિયા તથા તેની અવયવરૂપ ન્હાની ન્હાની બીજી પણ ક્રિયાઓ કર્તાના અંતઃકરણ ઉપર પોતપોતાના સંસ્કારોને છોડીને પોતે નષ્ટ થઈ જાય છે, એ અમે પૂર્વમાં કહી આવ્યા છીએ. અંતઃકરણ ઉપર જમા થયેલી સંસ્કારની છાપનેજ પ્રાયઃ અતિશય, સંસ્કાર, અપૂર્વ, અદૃષ્ટ તથા સંપત્ વિગેરે અનેક નામે ઓળખી છે. અસલમાં તે

---

* विधिषेधप्रकारेण यः क्रियाशक्तिरुद्गतः। तत्कर्म। सर्वनिर्णयनिबंधः

પણ ક્રિયાનુંજ સ્વરૂપ છે. ભેદ એટલોજ છે કે તે સ્થિરસ્વભાવા ક્રિય છે. એનો પણ અગર વિચાર કરીએ તો એ સિદ્ધ થાય છે કે એ પણ કોઈ એક વ્યાપક સ્થિરસ્વભાવા ક્રિયાનોજ એક ન્હાનામાં ન્હાનો ટુકડો છે. પંચમહાભૂત સર્વત્ર વ્યાપ્ત છે. એમાંથી માત્ર એક અગ્નિનેજ લો. તે સર્વ ઠેકાણે ફેલાયલો છે તો પણ દેખવામાં આવતો નથી. જ્યારે દિવાસળી ઘસી ઘાસમાં લગાવીએ છીએ તો ત્યાં અગ્નિ જણાવા લાગે છે. હવે અગર અગ્નિ વ્યાપક ન હોત તો ત્યાં (ઘાસમાં) ક્યાંથી આવત. માટે માનવું પડશે કે દિવાસળીના મસાલારૂપી કારણ કલાપથી તે વ્યાપક અગ્નિનો એક ન્હાનામાં ન્હાનો ટુકડો દેખાવા લાગ્યો છે. એવીજ રીતે માનવું પડશે કે મનુષ્યાદિની સામૂહિક અથવા અવયવ ક્રિયા તે સર્વત્ર વ્યાપક મોટી અપરિચ્છિન્ન ક્રિયાનોજ ન્હાનામાં ન્હાનો ટુકડો અંતઃકરણ ઉપર કોઈ કારણ કલાપદ્વારા થયો છે. તો આવી અવસ્થામાં ક્રિયાને સનાતન કહેવી શું ઉચિત નથી? આ વાતને આનંદમાં પણ સમજી લેવી જોઈએ. આનંદનું આવા પ્રકારનું વિવેચન અમે શુદ્ધા તના ચતુર્થભાગમાં ભક્તિનું વિવેચન કરતી વખતે કરીશું.

સારાંશ એ છે કે ભગવદ્ધર્મરૂપ ક્રિયા વ્યાપક અને નિત્ય છે. તે જ્યારે જીવકૃતિ તથા તે તે સાધનોદ્વારા જીવનિષ્ઠ થઈ પરિચ્છિન્ન રૂપમાં પ્રકટ થાય છે, ત્યારે તે જીવક્રિયા કહેવાય છે, અને તેજ ક્રિયા જ્યારે વેદશાસ્ત્રોક્ત નિયમથી નિયમિત તથા હિતફલક જીવનિષ્ઠ થઈ પરિચ્છિન્ન રૂપમાં પ્રકટ થાય છે ત્યારે તે ધર્મશબ્દથી ઓળખાય છે. અને જ્યારે વેદશાસ્ત્રોક્ત નિયમથી અનિયમિત અને અહિતફલક જીવનિષ્ઠ થઈ પરિચ્છિન્ન રૂપમાં પ્રકટ થાય છે ત્યારે તે અધર્મશબ્દથી કહેવાય છે. જ્યારે શ્રવણ કીર્તનાદિ ધર્મો ભગવદ્વિષયક, પ્રેમફલક તથા પ્રેમસાધન રૂપે જીવનિષ્ઠ થઈ પરિચ્છિન્ન રૂપમાં પ્રકટ થાય છે ત્યારે

તે સાધન ભક્તિ કહેવાય છે. માટે શ્રવણાદિ ભક્તિને પણ કોઈ સનાતન ધર્મ કહી નાંખે તો અનુચિત નથી એવો મારો મત છે. આ પ્રમાણે મેં પ્રાય: ધર્મશબ્દનો સવિસ્તાર અર્થ સમજાવી પ્રભુશ્રીના ક્રિયારૂપ સદંશનું વર્ણન કર્યું છે. હવે આગળ અગર ભગવદિચ્છા અને તદનુસાર ઉત્સાહ રહ્યો તો પ્રભુના જ્ઞાન અને ભક્તિરૂપ ચિદંશ તથા આનંદાંશનું પણ વર્ણન કરી શકીશ.

। શ્રીહરિ: ।

શુદ્ધાદ્વૈતદર્શન-તૃતીયભાગમાં સનાતન ધર્મદર્શન સમાપ્ત.

